શ્રી

શુરવીર ક્ષત્રી પુત્ર

# ચતુર-ચંદન.

ગદ્ય તથા પદ્ય.

રચનાર

જાની ચંદુલાલ ચુનીલાલ.

કાલોલ (પંચમહાલ.)

સંવત ૧૯૬૦. સને ૧૯૦૪.

અમદાવાદ

ખમાસાના ચકલે [illegible]

લલ્લુભાઈ ઈશ્ [illegible]

ॐ तत्सत् परमात्मने नमः

# ઉપોદ્‌ઘાત

હું આરંભે અવિનાશીને સાષ્ટાંગ દંડવત કર્યા બાદ મારા સર્વ ગુણસંપન્ન, વિદ્યોત્તેજક સર્વોપમોચિત પરંપુજ્ય વિદ્યાગુરૂ રા. રા. પરીખ રાયચંદ ઇશ્વરદાસ બી. એ. જેણે મને સ્વભાષાનું પુરતું જ્ઞાન આપી આ લઘુ પુસ્તક રચવા શક્તિમાન કર્યો છે તેમનો ધ-ણોજ આભાર માની આજ્ઞા માગી આગળ ચાલું છું.

સદ્‌ગૃહસ્થો, આધુનિક સમયમાં, જનસુધારાર્થે ઠેકાણે ઠેકાણે વાર્તાઓ, નાટકો અને નવલ કથાનાં પુસ્તકો પ્રસરી રહેલાં છે, એવાજ એક શુભ હેતુથી મેં, આ "**ચતુર–ચંદન**" નામનું પુસ્તક ગદ્ય તથા પદ્યમાં રચી સ્વદેશીયો પ્રત્યેની મારી ફરજ બજાવી છે. આપણા દેશમાં સુધારા માટે જુદા જુદા વિષયો ઉપર વિદ્વાન્ પુરૂષો ભાષણ કરે છે, પુસ્તકો રચી બહાર પાડે છે, પણ કાળની ખુબી તો ન્યા-રીજ છે કે કોઇ પણ જાતની ઉમેદ બર આવતી નથી. અફશોસ! અફસોસ! શું દેશની સ્થિતી! મારા સ્વદેશી વીરલાઓ, દેશહીતચિંતકે આપણી પવિત્ર માતાની આવી નીર્માલ્ય, નિર્ધન સ્થિતી દુર થાય, અને સઘળા ભારતવાશીઓ સુખશાન્તીમાં રહે એવા યત્ન કરો. દેશી કારીગરીને ઉત્તેજન આપો અને ઇર્ષા, અહંકાર તજી અનેક પ્રકારે ઉન્નતીના માર્ગ શોધો કે જેથી આપણો શ્રેય થાય, આબાદી વધે અને કાળના મુખમાંથી બચીએ. આ પુસ્તકમાં યુવાન બાળાની

હીંમત, સતી સ્હાય, પતિ પ્રત્યે પત્નિનો ધર્મ, મિત્રની પરીક્ષા, વ્યભીચારીના બુરા હાલ, ક્ષત્રી ટેક, અને રાજા પ્રજાના અન્યો અન્ય ધર્મ, પાપ પાપીને શી રીતે ખાય છે, અને સત્યનો જય કેવી રીતે થાય છે, તે સાદી અને સરળ ભાષામાં સ્વદેશી ભાષાના શોખીનોને દર્શાવવા મારા કેટલાક મિત્રોના આગ્રહથી બનાવી મારા પ્રિય વાંચકોની પવિત્ર હુજુરમાં રજુ કરૂં છું. તે વાંચી દરેક સ્ત્રી પુરૂષો સાર ગ્રહણ કરી સંસાર યાત્રા સુખેથી પરાયણ કરશે, તેમ અનિતી, અનાચાર ત્યાગ કરી, પતિવ્રતા પવિત્રપણાની છાપ પાડી, પોતાની કીર્તી અમર કરશે એવી આશા રાખું છું.

મનુષ્યજાતિ દોષને પાત્ર છે. એ પ્રમાણે આ પુસ્તકમાં પણ મારા અનેક દોષ નજરે પડશે. પરંતુ સદગૃહસ્થો મારા દોષ એક બાજુપર મુકી માત્ર સાર ગૃહણ કરશો. આ મારો પહેલવહેલોજ પ્રયાસ હોવાથી થયેલા દોષની માફી માગુ છું, અને વિનંતિ કરૂંછું કે દર્ષ્ટીએ પડતા દોષ મને જણાવશો તો આભાર સાથે યોગ્ય વખતે સુધારીશ.

લી. કર્ત્તા.

# પાત્રો.

## સીંગારપુર.

લાલસીંહ...................... ...................... રાજા.
વીમળદેવી...................... ... રાણી.
ચંદનસિંહ...................... પુત્ર.
હમીરસીંહ...................... પ્રધાન.
જશરાય...................... પ્રધાન પુત્ર. } ચંદનસિંહ-
લંપટલાલ...................... બ્રાહ્મણ } ના મિત્ર.
ફુલકુંવર...................... વેશ્યા.

## ધરમપુર.

મોહનસીંહ...................... રાજા.
ગુણસુંદરી...................... રાણી.
કનકકુંવર...................... કુંવરી.
વીમળા...................... કુંવરીની સખી
લાલઆરોટ......................' દસુંદી.

## અજમેર.

વિજયસિંહ...................... રાજા.
હમીર...................... કુમાર.

## પાટણ.

જેમલ...................... રાજા.

ભયાતો. ............................ ...

રાણી.............................. ...

રણમલ } ....................... રાજાના સાળા.
સમરસીંહ }

ઠાકોર.......................... .... ચંદનસીંહ.

વારંગનાઓ—

## માંડવગઢ.

મોહનસીંહ......................... રાજા.

રાણી............................. ...

વીમળા........................... કુંવરી.

કીશોરી........................... સેનાપતિની પુત્રી.

દાસી............................. ...

અને સુત્રધાર, નટી, વિદુષક, સીપાઈ, ચોર, ભયાન રેસ્ટોરન્ટ વકીલ, બેરીસ્ટર, મારાઓ વગેરે.

———

# શુરવીર ક્ષત્રી પુંત્ર

# ચતુર-ચંદન.

## અંક પહેલો.

### પ્રવેશ પહેલો.

૧

**સુત્રધાર**—સહાય થજે તું મોરારી, અહો પ્રભુ સહાય થજે તું મોરારી.
અખીલ જગતમાં આશરો તારો પાયે પડું શીષ નામી. અહો.
સર્વે રચના તારી રચેલી, તેમાં મળે નહી કંઇ ખામી. અહો.
દ્રોપદીનાં પટકુળ પુર્યાં (૨) હરે એ અંતરયામી. અહો.
તેમજ અમને સહાયજ કરજે નાટ્ય આરંભુ મોરારી. અહો.

**નટી**—પ્રાણપતી, આપે હસ્તમાં વીણા ગ્રહી એકાગ્ર ચીત્તે પરમદયાળુ પરમેશ્વરનું સ્તવન કર્યું, એનું પ્રયોજન શું વારૂ ?

**સુત્રધાર**—પ્રાણલતા ! શ્રી સીંગારપુરના મહારાજા લાલસીંહ ચોહાણના પાટવી પુત્ર ચંદનસીંહનું નાટય ભજવી બતાવવા મારી ઇન્તેજારી છે. કેમ ! પ્રીયાની શી ખાયસ છે ? તું કંઇ મદદ કરી શકશે વારૂ ?

**નટી**—પ્રાણનાથ, આપે જ્યારે આવા શુભ કૃત્યનો આરંભ કરી હીંદુ ભૂમીના વીરલાઓની અમર કીર્તી ગજાવવા પ્રયાસ કરી આનંદવૃષ્ટી વરસાવવા ધારો છે. તેવા પ્રસંગે આ દાસી મદદ નહી કરે તો પછી પતીસેવા ક્યારે ઉઠાવશે? ભલે ખુશીથી ભજવો, હું મારી બનતી મદદ કરવા તૈયાર છું; વળી જુઓ સાંભળો

૨

હસીક રસીક રંગ ભરેલ નાટચ છે રસાગરે,
જોવાનું મન આવ્યા છે જન ખુશીનો દા, ધરી ઉમંગ
એહાં જુવો સૌ બાળરે. હશીક.
સ્વામી માહરા દાસી છે તૈયારરે,
કહોતે કાર્ય કરવા તૈયાર, ઉભી આ વાર સજી સણગાર.
સ્હાય થાશે દયાગરે. હશીક.

**સુત્રધાર**—વાહ, પ્રીયા વાહ, કેવું મજેનું ગાયું; જાણે વસંત રૂતુને આદરમાન આપવા કૉયલ ટહુકાર કરી રહી છે.

**વિદુષક**—આહાહા! જાણે ઉનાળાની કાગડીજ કકળી-પુછે છે, અરે ભાઇ, તમારા કામમાં મને સાથે રાખશો તો હું ગાડેગાડાં મદદ કરીશ. મને લઇ જાવ, નહિ તો પસ્તાશો.

**સુત્રધાર**—અરે અંધ, મદદનાં ગાડાં શી રીતે ભરીશ?

**વિદુષક**—અરે મંદમતી-આંધળો તો હાલ તું છે-પણ-આંખ ઉઘાડી જોઇશ તો મારા આગળ આખું જગત આંધળુ થશે, ને તને વાહ વાહ કહેશે.

**નટી**—ચાલ ભાઇ ચાલ ત્યારે (જાય છે.)

## પ્રવેશ બીજો.

### સ્થળ—રાજમહેલ.

**લાલસીંહ**—પ્રીયા, મારી વય હવે વૃદ્ધ થતી જાય છે, તેમ તેમ ઝાઝા પરોપકાર થતા નથી, તો દુનીયાપર પથ્થર સરખા પડી રહેવા કરતાં મરવું એ સારૂ છે. હવે ઇશ્વર મોત આપે તો સુખે જીવ જાય.

**વીમળદેવી**—પ્રાણનાથ, અંતે મરવું છે એ સમજે છે છતાં પણ કોઇ મરવાની ઇચ્છા કરતું નથી. ઉલટી વધારે જીવવાની આશા રાખે છે. દુઃખમાં પડ્યા પછી તેમાં સંતોષ માનતા નથી ઉલટા તેમાંથી છુટવા પ્રયત્ન કરે છે, અને કહે છે કે "અંત મરવું છે" પણ મોત ક્યાંથી ?

**લાલસીંહ**—કોમળાંગીની, તારૂ કહેવું યથાર્થ છે. મારી ઇચ્છા ચંદનકુમારને રાજ સોંપી હરીભજન કરવાની છે, કેમ તારો શો વિચાર છે ?

**વીમળદેવી**—સ્વામીન્, પતિની ઇચ્છાને અનુસરીને હમેશાં વર્તવું એ સ્ત્રીનો મુખ્ય ધર્મ છે, ને જ્યારે આપની ઇચ્છા એવી છે તો મારી ઇચ્છા પણ સમજવી. એમાં પુછવાની કંઇ જરૂર નથી.

**( નેપથ્યમાં )** બાઈ સાહેબ પુજાનો વખત થયો છે.

**લાલસીંહ**—કેમ ચંદન તું તો અહિંઆં બેસશે કે ? (જાય છે.)

**ચંદનસીંહ**—જેવો પિતાશ્રીનો હુકમ. અરે ! પિતાશ્રી આજથી મને ગાદી સોંપવાનો વિચાર કરે છે, પણ તેમ ન કરતાં રાજ્ય કાજમાં માહીતી મેળવવી એટલુંજ મારે માટે બસછે, પણ પિતાની

આજ્ઞાનો અનાદર કેમ થાય? આ શું? અત્યાર સુધી લંપટલાલ આવ્યો નહિ.

કયાં હશે મમ મિત્ર, લંપટ લાલ આવ્યો નહિ આજે;
ઉત્કંઠા છે મારી બંધુ સાથે ફરવાને કાજે.

**લંપટલાલ**—( આવે છે )

હાજર છું મમ મિત્ર, પ્યારા મારા મુઝાવો નહિ મનમાં;
ચાલોને તત્પર થાઓ, આપણે જઇએ અશોક વનમાં.

**ચંદનસીંહ**—મિત્ર, આજે આટલું મોડુ કેમ થયું, શું કંઈ ખાનગી કામમાં રોકાણા હતા કે શું?

**લંપટલાલ**—યસ, યસ, ધી સેઇમ વોઝ ધી કેસ.

**વિદુષક**—અલ્યા, એ તું શું ભસ્યો? કંઇ સમજાવતો ખરો.

**લંપટલાલ**—વાટ ડુ યુ મીન બાય ભસ્સો? રાસકલ, ગેટ અવે

**વિદુષક**—ભાઇસાહેબ, લગાર સમજાવો. જોયું, આ અંગ્રેજી ભણ્યા એટલે ટુંકારીને બોલાવાય નહિ. ઠીક છે ઠીક, આ બધી મસ્તી ચાર દહાડાનીજ છે.

**લંપટલાલ**—એતો મેં એમ કહ્યું કે-એમજ હતું. હા-હા ખાનગી કામ હતું.

**ચંદનસીંહ**—એ ગરબડ છોડી દ્યો, અને ફરવા ચાલો તો ઠીક!

( જાય છે. )

———

# પ્રવેશ ત્રીજો.

## સ્થળ—માણેકચોક.

**ચંદનસીંહ**—દોસ્ત લંપટ, આ કોઇ નવું માણસ આંહંઆં આવી રહ્યું જણાય છે.

**લંપટલાલ**—મિત્ર, એતો ફુલકુંવર નામની ગુણીકા હાલમાં એક માસથી અહિં રહે છે. જુવો, પેલી માથું ખુલ્લું કરી ઉભી છે. એ ગુણીકા છે, અને પેલી સાથે ઉભેલી છે તે તેની દાસી હોય એમ લાગે છે.

**ચંદનસીંહ**—અરે ! એ આપણા તરફ આંગળી કરી શું બતાવે છે વારૂ ?

**લંપટલાલ**—ફ્રેન્ડ, એ ગમે તો જાહાનમમાં જાય આપણે શું ? જુઓ આ! દુકાન કેવી ફાઇન ( સારી ) બાંધેલી છે.

**વિદુષક**—અંગ્રેજી જે માણસ પુરૂં ભણ્યા નથી, સારી કેળવણી પામી તેનો સદ્‌ઉપયોગ કરતા નથી, તેમને મારા ધારવા મુજબ કુતરા સમજવા એમ ઠરે છે. અલ્યા એ, લગાર સીધુ બોલને !

**લંપટલાલ**—સાયલન્ટ ( ચુપ રહે ), તું સમજતો નથી કે મારા જેવા ઇંગ્લીશ કેળવણી પામેલા વિદ્વાન પુરૂષ સાથે કેવી રીતે વર્તવું ! ( બીજી બાજુએ. )

**ફુલકુંવર ગુણીકા**—પેલું કોણ જાય છે ? આહાહા ! એના શીવાય દુનિયામાં જીવ્યું શા કામનું. એવા લાલા સાથે મોજ ના માણી તો જીવતર ધુળધાણી સમજવું. જા, જા, તું બોલાવી લાવ·

૩

**દાસી**—કમળ કોમળ મુખ રવી સમ, બંકો બન્યો છે બાંકડો;
**ફુલકુંવર**—મેળવને દીલદાર મારી, છેલ છબીલો ફાંકડો.
**દાસી**—કમ્મર કસ્સી, હાથ ફરસી, મુગટ મુક્યો છે વાંકડો;
**ફુલકુંવર**—મેળવને દીલદાર મારી, એ છેલ છબીલો ફાંકડો
**દાસી**—અદ્દભૂત રૂપ અનુપ દીસે, અદ્ધર મુછનો આંકડો,
**ફુલકુંવર**—જાને જલ્દી લાવ બોલાવી, છેલ છબીલો ફાંકડો.
**દાસી**—( ચંદનસીંહ પાસે આવી )

૪

પ્રેમ રસે બંધાઇ બોલાવે બાઇ ચાલોને મહારાજ,
ચાલોને મહારાજ (૨) મમ દાસીની સ્વીકારો દાદરે. પ્રેમ.
રૂપ આપનું જોઇને વાગ્યાં મોહનાં બાણ;
મદન અગ્નિ સળગી ઉઠી, આવી બુજાવો મહારાજરે. પ્રેમ.

**ચંદનસીંહ**—લંપટ, આ શું કહેછે ? અરે ! તું ગાંડી તો નથી થઇ ગઇ; ચાલ, ચાલ, દુર રહે, પાપીણી, મારા કાનને તારો એક પણ શબ્દ સંભળાવી ભ્રષ્ટ કરતી નહિ.

**લંપટલાલ**—નોન્સેન્સ (છટ છટ)! બધું, આપણે ત્યાં જઇશું તો શી હરકત છે? આપણે તો આ ચાલ્યા...ગો ઓન, ગો ઓન.

**ચંદનસીંહ**—ચુપ રહે ! ગમાર. વેશ્યાની વકીલાત કરી કીર્તીને કાળી કોયલા જેવી કરનાર પાપી થુ છે તને !

**લંપટલાલ**—બસ ? મીત્રતાનો અંત આવ્યો ? ભલે આપ ફાવે ત્યાં સીધાવો. આપણે તો આ ઘેર ચાલ્યા. (ચાલવા માંડેછે)

**ચંદનસીંહ**—( મીત્ર રીસાયો હવે નહિ માને ) ચાલ બાઇ,

આજ તારી ખાતર આવુંછું પણ તું અહીં બેસજે ને હું જઉંછું.

**લંપટલાલ**—ભલે ખુશીથી જાઓ. (જાયછે)

**ફુલકુંવર કુંવરને** ૫

લટક અલબેલેકી ન્યારી, ચટક અલબેલેકી ન્યારી;
ચંદનસીંહ મહારાજ બદનપર, જાઉં બલીહારી. લટક.
રૂપ ગુણ ચાતુરતા ભારી (૨)
વદન મનોહર શ્યામ સલુણા, જાઉં વારી વારી. લટક.
મોહે લાગ્યો મુજને ઘા કારી (૨)
ઘો આલીંગન તમે ખુશીથી, કરો નહિ ન્યારી. લટક.

**લંપટલાલ**—અરે ઇશ્વર, રાજા અંદર ગયા, હવે લલીતલલનાના અધરામૃતનું પાન કરશે. આવા સુખનો સુર્યોદય કરનારને અહિંજ બેસાડયો. ઠીક, ઠીક, બેસવામાં કંઇ હરકત નથી, પણ સાળુ હું અંગ્રેજી ભણેલો મારી પોઝીશન શું! શું! એ અલબેલીના ગૌર ગાત્રના સ્પર્શને હું લાયક નથી! ના, ના, છું.

**વિદુષક**—કેમ ભાઇ, આ માન અંગ્રેજીને હશે, કેમકે! આજ કાલ તમારા જેવા અંગ્રેજી ભણેલા તો ટકાના તેર ને ઉપર બે માગ્યા મળે છે. હોંકે.

**લંપટલાલ**—જા, જા, માથું ના ખા. ( બેસે છે. )

( પ્રધાન—હમીરસીંહ ચુપકીથી બનતી હકીકત સાંભળે છે. )

**ફુલકુંવર**—મારા હૈયાના હાર, આપ કોઇ કોઇ દીવસ તો આ દાસીનું ધામ પવીત્ર કરતા રહો. મારા સમ, જ્યારથી આપને જોયા ત્યારથી મદનાગ્નિએ પ્રેમવનમાં આનંદ વનસ્પતિ બાળી ખાખ કરી નાંખી છે. હૃદયમણી, આપ પ્રેમી પવનના ઝપાટા લગાવી અમૃતરૂ-

ષ્ટિ આલીંગન દઇ દહનદીલના કામ વનસ્પતિ શાંત કરો; નહિ તો તમારી આ દાસીના પ્રાણ પળમાં જશે. એમ નક્કી સમજજો. (રડેછે)

**ચંદનસીંહ**—અરે કમળલોચની કાન્તા, તું ગભરા ના, રસીલી, તું આ દેહ તારો સમજજે. શીશીમુખી ફીકર છોડી દે, અને આ અધરામૃતના પ્યાસીને અધર રસ પા ને પી. (ભેટેછે).

બાદ—વહાલી, હાલ હું રજા લઊંછું. કાલે આવીશ (જવા માંડેછે)

૬

**ફુલકુંવર**—ચાલ્યા કાં મોહન મારા, છોડી અહિંઆં આ દારા;
**ચંદનસીંહ**—શાણી રોકો નહિ મુજને, લાચારીથી કહું તુજને.
**ફુલકુંવર**—સાથે આવીશ મમ પ્યારા, મુજથી થાઓ માં ન્યારા.
**ચંદનસીંહ**—મંદીરમાં પ્યારી પધારો, રાહ જુવેછે મીત્ર મારો;
**ફુલકુંવર**—મનમોહન વહેલા વળજો, અરજી મારી ઊર ધરજો.
( ચંદનસીંહ જાયછે ).

---

## પ્રવેશ ચોથો.

### સ્થળ—પ્રધાનની હવેલી.

**હમીરસીંહ**—અરે.! પરમાત્મા, તારી ગહન ગતી છે. આ રાજકુમાર ગુણીકાને ઘેર જઇ મોજમજા મારેછે, રાજ્યની તપાસ રાખતા નથી. રાજાજી વૃદ્ધ થયા છે. ન કરે નારાયણ ને કદી રાજાનો આત્મા આ ભૂમી ત્યાગ કરી પરમાત્માની હજુર હાજર થશે, તો રાજ કોણ ચલાવશે

કાળની ખુબી દીન પરદીન ડંકા દેતી બદલાતી જાયછે. શીવ! શીવ! શીવ!

**જશરાજ**—મુસ્તકમણી, આપ કંઇ ઘણીજ દીર્ઘદૃષ્ટિએ વિચારતા હો એમ ભાસેછે આપના મુખપર દીલગીરી ત્રાસ કરી રહી છે. નીસાસા નાંખોછો એ શું ?

**હમીરસીંહ**—વયસ્ય, તને શું કહું. તારી ઉમર નાની છે. બાજી બગડી છે. અને તેમાં તારૂ કંઇ વળે તેમ નથી; માટે મને પુછતો ના.

**જશરાજ**—શીરછત્ર ઉમર નાની છે એટલે શું ? સીંહણનું બચ્ચું નાનું હોયછે ત્યારથી જ કુદેછે ને સીકાર પકડેછે. અગ્નિની માત્ર ચીણગારી જ આખું વન બાળી ભસ્મ કરેછે. હસ્તિનો પ્રાણ મગતરૂ જ લે છે, હું ક્ષત્રીપુત્ર છું તો મને નાનો નહિ પણ કાળાકૃત્યના કરનાર હજારો દુષ્ટોનો પ્રાણ હણનાર હળાહળ વીષ સમજશો. બાજી બગાડી એ શું ? સુધારનાર સેવક હાજર છે, ગમે તેમ હોય તો શીષ આપવા તૈયાર છે; માટે સુખેથી કહો, બીલકુલ આંચકો ખાશો નહિ.

**હમીરસીંહ**— ૭

બની ગયો બેભાન ભાળી હું તો બુની ગયો બેભાન,
પાટવી પુત્ર ચંદનસીંહજી વેશ્યા મંદીર મોઝાર. ભાળી.
રોજ જાયછે મોજ કરેછે દુષ્ટ ગુણીકા સંગાથ. ભાળી.
રાજ લુંટાશે સંપતિ જાશે નામ થશે બદનામ. ભાળી.

**જશરાજ**—પિતાશ્રી, જો એમને આપ અહિં બોલાવરાવો તો હું શીખામણ દઇને સમજાવું અને ગમે તેમ કરી જતા અટકાવું.

**હમીરસીંહ**—શીવ ! શીવ ! શીવ !...એ એમ નહિ માને. કામાન્ધને કાંઇ સુઝતુ નથી, ઠીક છે, જોઉં તો ખરો. સીપાઇ, હમણાં

ચંદનકુમાર આ માર્ગે પરવરશે, તે વખતે મારી પાસે બોલાવી વજે. ના કહે તો કહેજે કે સહેજ કામ છે

(ચંદનસીંહ જાયછે—સીપાઈ બોલાવેછે).

**સીપાઇ**—કુમારશ્રી, પ્રધાનજી આપને વિનયપુર્વક આમંત્રણ કરેછે.

**ચંદનસીંહ**—દોસ્ત લંપટ, પ્રધાનજીએ મને કેમ બોલાવ્યો હશે, વારૂ ? ત્યાં ન આવીશ, હું જઊ છું, પણ તું કાલ મળજે હોં ! હવે જતો રહે. (લંપટ જાયછે).

**ચંદનસીંહ**—(આવેછે) વડીલજી; આપે મને કેમ બોલાવ્યો વારૂ ! શી આજ્ઞા છે ?

**હમીરસીંહ**—કુમારશ્રી, આપ ગુણીકાને ત્યાં જાઓ એ યથાર્થ નથી, તમને રાજા માણુસોને એક હલકી કોણ જાણે જાતની બીલડી હશે કે કોણુ, તેની સાથે પ્રીત કરવી, અને એને રહેવા મહેલ માળા, અને વળી સંપતી આપવી.અને તેના ગુલામ થઇ રહેવું એ તમારા જેવા ચોહાણકુળના ક્ષત્રિપુત્રને લવાજમ નથી. હું તો આપના સારા માટે કહુંછું. હજી પાશેરામાં પહેલી પુણી છે. આજથી બંધ કરશો તો ઠીક, કારણ “ જેટલું નાહ્યા એટલું પુન્ય. ” લોકોમાં તમારી ફજેતી થાયછે; માટે વિચારી દુરમતિ દુર કરો. નેત્ર ઊઘાડી જુઓ. પરસ્ત્રી યારી એજ ખુવારી છે. લંકાપતિ રાવણુનો નાશ થવાનું કારણ સીતાજ, કીચકના કડકા થવાનું કારણુ દ્રૌપદી જ હતી, માટે વિચાર કરી છોડી દ્યો.

**ચંદનસીંહ**—તે ગમે તેમ હોય, થયું તે તો થયું જ, હવેથી જોઇશું.

**જશરાજ**—મિત્ર, આ શું વદોછો ?" આપ જેવા શુરવીર ક્ષત્રિપુત્ર અને વળી ચોહાણકુળના તે જ્યારે આમ દુષ્ટ ભીલડી જેવી ગુણીકાને ઘેર જઈ અલ્પ સુખને માટે કીર્તીનો નાશ કરી જનેતાની કુખ લજવશે ત્યારે બાયલા ને હીચકારા લોક કરે એમાં નવાઈ શી ! શરમ છે ! તમને કે તમે તમારા તેમજ તમારા યશસ્વી બાપ દાદાના નામપર પાણી ફેરવ્યું છે.

**ચંદનસીંહ**—જશરાજ, તું મિત્ર છે તો ભલે છે મિત્રને આટલું કહેવાનો હક નથી, તારી જીભ બંધ કર. વધારે બોલ નહિ. તું મને શીખામણ આપે છે કેમ ?

**જશરાજ**—ગમે તો મીત્ર હોય કે શત્રુ હોય, ભ્રાત હોય કે તાત હોય, સગો હોય કે સ્નેહી હોય, વિદ્વાન હોય કે અભણ હોય, ધર્મી હોય કે ચંડાળ હોય, તો પણ ખરી વાત કહેતાં હું પાછી પાની નહી કરૂં. ક્ષત્રિનો અને મુખ્યત્વે કરી રાજાનો ધર્મ શું ! તે વિચારો. મિત્ર, સાચી વાત કહેતાં હું નહિ ડરૂં. હાલમાં કેટલાક રાજાઓ અફીણ ગાંજા દારૂ કસુંબા પા કેફમાં ચકચુર રહેછે, રંગમહેલમાં બાઈડીઓમાં બેશી રહેવાથી હીજડા બની જાયછે, ને આપ પણ તેમાંના એક અરધા બન્યા છો.

**ચંદનસિંહ**—ચુપ રહે, ચબાવલા, મિત્ર સમજી હજુસુધી હું એકપણ શબ્દ મોઢેથી ઉચ્ચારતે નથી તો તું હદપાર ગયો કેમ ? ચંડાળ ! હવે આજથી મને તારો કટ્ટો શત્રુ સમજજે. કેમ, પ્રધાનજી, આટલા માટે મને બોલાવ્યો છે.

**જશરાજ**—ગમે તેમ હોય તોય શું ! " **सत्यमेवजयते** ॥ " ત્યાં શું પુછો છો ? આપણી નજર આગળ જ આ ખુલ્લો દાખલોછે. જુવો!

૮

પાંડવો પાસા રમ્યા પણ, પરમાત્માએ રાખી લાજ;
દ્રૌપદીનાં ચીર પુરી, દુર્યોધન કીધો નારાજ.
રાવણ સીતા હરી જઇને, મનમાં રહેતો બહુ મગન;
કપીઓના સૈન્યથકી, રામે કીધું નીકંદન.
હરીશ્ચંદ્ર નીચ ઘેર વેચાયો, છોડ્યું નહિ સત્યજ પોતે;
વિશ્વામિત્ર રહ્યા ટળવળી, જો કેહેતા ઋષિ જાતે.
પસ્તાશો ભાઇ તમેજ નક્કી, યાદ રાખજો આ વચન;
પરસ્ત્રી યારી એજ ખુવારી, ભલે ન માનો તમે જો મન.

ચંદનસિંહ— ૯

શીખામણ દે શું તું મુજને, બસ કર લવરી તારી જા;
ગમે તેમ હોય તોયે શું, આખરે હું છું રાજા.
નીમકહરામી નોકર થઇને, લઢવા આવેછે મુજ સાથ;
ચુપકર ગદ્ધા જા અહિઆંથી, નહિતો હમણાં મારીશ લાત.

## પ્રવેશ ૫ મો.

### રાજકચેરી.

**નેપથ્યમાં**—આસ્તે કદમ, મુલાકાતસે, કદમ, આજુસે, બાજુસે, નીગા રખો મહેરબાન, નેક નામદાર, મહારાજાધીરાજ લાલસીંહજીકુ ઘણી ખમા. ખમા અન્નદાતાર.

**લાલસીંહ**—સચીવજી, કેમ આજે ઊદાશ દેખાવો છો ! શું મારી રાંકડી પ્રજાના સુખનો સૂર્ય અસ્ત થવાનો સમય પાસે આ-

બ્યો છે? ગમે તેમ હોય તે તાકીદે કહો કે જેથી પાપીને શીક્ષા થાય, અને તમારી દીલગીરી દુર થાય.

**હમરસીંહ**—રાજાધિરાજ, રામરાજ્યમાં પ્રજા દુઃખી એ શબ્દ કાનને સ્પર્શ કરી શક્યો નથી. વિક્રમના રાજ્યમાં કોઇ પણ દુઃખી નહોતો, તો આપ પુછો છો એ ઘણુંજ નવાઇ જેવું છે!

**લાલસીંહ**— ૧૦

વિવેકી વેશાળ હમીરસીંહજી પ્રધાન તુને,
પૂછું વૃત્તાન્ત મુજ **નગ્રનું** તે કહોને મુજને;
કેવો ચાલે છે કારભાર જીતેલા મુલકમાં,
રૈયત દુઃખી કે સુખી છે હાલ આ રાજમાં.
વિઘા હુનર ને કળા હાલમાં કેમ ચાલે છે;
પાટવી પુત્ર ચંદનસીંહજી કયાં મહાલે છે.

**હમીરશાંહ**— ૧૧

પ્યારા છોરે આપ છત્રપતી, આ શીંગારપુર કેરા. ( ૨ )
પ્રજા આપના આશ્રય નીચે કરે રંગ રેલા,
શુણીને દાદ, અદલ ઇન્સાફ, આપોછો આપ, રાખીને માપ,
કળા હુનર ને વળી વિઘા થઇ છે ત્રણુતેરા. પ્યારા.
સુગુણ સલુણા પાટવી પુત્ર ચંદનશીંહ કુમાર,
થઇ ડાહ્યા, પલટાયા, નવ આવ્યા, કેમ ફાવ્યા,
ફોગટ જઇને પાછો આવુંછું નીત્ય ખાઇને ફેરા. પ્યારા.

**લાલશીંહ**—પ્રધાનજી ( પલટાયા શબ્દ શું તેં ખુલ્લું કહો.

**હમીરશીંહ**—( રાજાજીએ ઇશ્યુ પડી લીધો ) રાજા ધીરાજ વાત ખોટી છે, માટે કચેરી વચ્ચે ના પુછો. કહેવત છે કે "બાંધી

મુઠી લાખની " માટે એ જવાદો. પાછળથી પસ્તાવાનું થાય એ ઠીક નહિ.

**લાલશીંહ**—એ શું બોલો છો ! ગમે તે હોય તે જલ્દી કહો. ગરીબ લોકો ગુન્હા કરે તો શીક્ષા કરવી ને તવંગર યા રાજા કરે તો ન કરવી. નહી ! રાજા તો બમણી શીક્ષાને પાત્ર છે. કારણ કે રાજાને આડે રસ્તે દોરવાયલો જોઈ પ્રજા શીખે છે માટે તેણે એકદમ અટકવું જોઇએ. તેમાં વચ્ચે હજારો હીચકારા બાયલા, બામટા આવે ને ઊત્તેજન આપે પણ ન્યાય ચક્ષુની તીવ્ર દૃષ્ટિથી નીહાળીને એકદમ તજવુંજ જોઇએ. મારો મુખ્ય ધર્મ ઇન્સાફ છે, તો કહો, હું ઇનસાફની રાહે ગમે તે હશે તો પણ યોગ્ય સજા કરવા ચુકીશ નહિ. જલ્દી કહો.

**હમીરશીંહ**—મહારાજ, આપના વડીલ પુત્ર ગણીકાના ઘરમાં જાય છે તે અટકાવવા મેં મારો બનતો પ્રયાસ કર્યો પણ તે ન માનતાં મારા પુત્રને અસંખ્ય તીરસ્કાર કર્યો. એટલુંજ નહિ, પણ કહ્યું કે ઠીક છે, હું તને જોઇ લઇશ.

**લાલશીંહ**—અરે ચંડાળ ! તું પથ્થર કેમ ના પડયો. મૂઢમતિ, ખરેખર પરમેશ્વરની મોટી ભૂલ થઈ કે તને અધર્મીને આ રાજ કુટુંબમાં જન્મ આપ્યો. ( શીપાઈ એને પકડો. )

**વિદુષક**—કેમ કુંવરજી, કયાં ગયું તમારૂં નોનસેન્સ ને ગો ઓન, બોલાવોને !

**લાલશીંહ**—જેવી રીતે વહાણને શુકાન છે તેવી રીતે માણસને ન્યાય બુદ્ધિ છે. પ્રાણીને જેમ નેત્ર છે, તેમ ન્યાય મનનું નેત્ર છે. આ વખત ન્યાય શું કરૂં. પાપી, તારૂં કાળું મોં લઇ જા અહિ·

આંથી અને જ્યાં સુધી મારી આણ ફરે છે ત્યાં સુધી ઉભો રહીશ નહિ. હું સમજુછું કે બાપે હમેશાં છોકરાને ખરા અંતઃકરણથી ચહાવો જોઇએ, તથા તે જેમાં આનંદ માને તેમાં આનંદ માનવો જોઇએ, પણ દુષ્ટ, આ વખતે તારા માટે આ સજા પણ ઘણી થોડી છે. હવે તારૂં કાળુ મોં મને વધારે વાર બતાવ નહિ. પાપી ચાલ્યો જા.

૧૨

ધીક ધીક તને ચંદન કુમાર નફ્ટ ફ્ટ ફ્ટ દુનેરે.
નામ લજાવ્યું તેં મારૂ ગુમાર ,,
ધીક જનુંની તારીને ધીક્કાર ,,
જન્મ આપી કુખ લજવી આ વાર ,,
પાપી પુત્ર કુળમાં પાક્યો આજ ,,
ચોહાણ ક્ષત્રીને લગાડી લાજ ,,
કાળુ મુખ લઇ જા તું વિદેશ ,,
બાર વર્ષ પુરાં કર્ય છુપે વેશ ,,

શીપાઈ એ પાપીને બહાર કાઢો કચેરી બરખાસ્ત કરો. )

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—રણવાસ.

વિમળાદેવી—અરે પુત્ર, આ શું! તું ક્યાં જાય છે? તારો વાંક શો! મને સહેજ માલુમ પડયું છે, પણ તેટલામાં આ જુલમ શો! રાજાજીએ શીક્ષા કરતાં કંઈ વિચાર ન કર્યો?

ચંદનસીંહ—માજી, ઈશ્વરના કરેલા નિયમ પ્રમાણે સઘળું બન્યા જાય છે, માણુસ તો એક નીમીત માત્ર છે. માટે કોઇનો દોષ કહાડવાનો નથી. કહેવત છે કે " **नजाने जानकी नाथ प्रातः काल किंमविष्यति ॥** " માતુશ્રી, અમારા નશીબનો વાંક છે. હવે વાર ન કરો. મને શીખ આપો અને જલદી જવા ઘો.

વિમળદેવી—પુત્ર. ... ... ... ... ... ...

ચંદનસીંહ— ૧૩

માતાજીરે ગુન્હો કર્યો મુજ હાથે, દીધો દેશવટો મુજ તાતે;
જાવું છેરે અશ્વ ચઢી આ રાતે, દીધો.
દીયો શીખ જનુની મારીરે, મેં કીધું કૂકર્મ ભારીરે;
ધીક જીંદગી છે આ મારીરે, નહિ રહેવુંરે આ નગ્રવિષે પરભાતે, દીધો.

વિમળદેવી— ૧૪

મમ પુત્રરે તુજ બુદ્ધિ ગઇ કયાં નાશી, લોકોમાં કરાવી હાંસી;
ચઇ શાણોરે નીતી તે કેમ વિસારી, લોકો.
મમ જીવ ઘણો અકળાએરે, જા કહેતાં જીભ કપાયેરે;
તુજ વિયોગ નવ વેઠાયેરે, વહેલા વળજેરે કરી તીરથ ચોરાશી. લોકો.

જસરાજ—( આવે છે ) અરે મિત્ર ! એકલા ન જાઓ. મને સાથે લો. હું જ્યારે આપના સંકટ વખતે મદદ નહી કરી શકું તો મારૂં જીવ્યું શા કામનું છે ! ભાઇ, આપના શીવાય એક પળ વરસ સમાન થશે અને ઝુરી ઝુરી મરીશ, માટે મિત્ર મને સાથે લો મારી ભૂલ માફ કરો હું આવીશજ. મારી આટલી અરજ સ્વીકારો અને ના કહેશો નહિ.

ચંદનસીંહ—દુષ્ટ, મેં તને તેજ દીવસે કહેલ છે કે તું

મારો મિત્ર નથી પણ શત્રુ છે. હું ગમેતો મરીશ પણ તારૂં મારે કામ નથી તું તારે ચાલ્યો જા. અને જો આવીશ તો હું તને જોઇ લઇશ. તું શું કહે છે ! મને વિદેશ કઢાવનારજ પાપી તું છે. હજુ તારા પેટના પાપની પાળી પુરી નહિ થઇ હોય. તે સાથે આવી પુરી કરવી હશે. કેમ ? ચાલ્યો જા, પાપી !

**જસરાજ—** ૧૫

ક્યાં જાય બંધુ માહરા છોડી મુજને, પુછે દાસ તારો આજ ભાઇ તુજને;
ભાઇ ખરી તારી મિત્રાઈ, જાણે બંધુ તણી સગાઇ,
તે કેમ વિશારો આજ ભાઇ મનમાં, ક્યાં.
કદી ભાણુ પશ્ચીમે ઊગે, સાગર હદ છોડી ઝુઝે;
મણીધર કદી મણીએ મુકે, પણ વિયોગ ના સહેવાય ભાઈ મુજથી. ક્યાં.

**વિમળદેવી**—ભાઇ, એને સાથે રાખ એ ખુશીથી આવે છે ત્યારે તું શા માટે ના પાડે છે. કહેવત છે કે—" શેરી મીત્ર શો ગણા, તાળી મિત્ર અનેક; ભીડ પડે ત્યારે દેખીએ, હજારોમાં એક." તારે હજારો મિત્ર હશે, પણ આ એકજ ખુશીથી આવેછે તો સાથે લઇ જા.

**ચંદનસીંહ**—માતુશ્રી હવે રજા માગુછું. [ બીજી બાજુએ ]
જશરાજ તું આવતો ના. સુખેથી ઘેર જા જો આવ્યો તો તારા આત્માનો ને તારા દેહનો હજારો વર્ષનો સંબંધ તોડનાર આ સમશેર તૈયાર છે. ( જાય છે )

**વિમળદેવી—** ૧૬

હે જગ કરતા સૌ દુઃખ હરતા, વિનંતી આ ઊર ધરજો,
પાર્શ્વનાથ અકૃટ સાથે રહીને કષ્ટ પુત્રનાં દુર કરજો;
તમે ઉગાર્યા બચ્ચાં મંઝારી પ્રલ્હાદની અરજી ધારી,
તેત્રીસ કોટી દેવ સહીત તમે રક્ષા કરો પ્રભુ મોરારી.

અરેરે પુત્ર ગયો. હાય એ તાપ, તડકો, ટાઢ, વરસાદ, વિગેરે શી રીતે સહન કરશે અરે પ્રભુ [ કરો પડે છે ] ( મુર્છા આવે છે. )

**જશરાજ**—ચંદનકુમાર વિદેશે વીદાર્યા, રાણીજી મુર્છાને આધીન થયાં હવે મનુષ્ય માત્ર અહિઆં નથી. ચાલ જીવડા રાજમાતાને જાગૃત કરી હું પણ રાજકુમારની પાછળ જઉં. સાથે જવા ના પાડી છે, પણ મારે તો જવુંજ છે. માટે તૈયારી કરી જલ્દી જવું.

( રાણીને જાગૃત કરી જાય છે. )

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—ધરમપુરની ભાગોળે તળાવ.

**ચંદનસીંહ**—અરે અખંડાધીશ, માણસની શી અવસ્થા છે. મોટાઇ કેવી સમુદ્રના એક વહાણની માફક ડોલ્યાં કરે છે ! એક પળમાં રાજા ને એક પળમાં રંક! ખરેખર જેમ બીડમાંના સુકા ઘાસને બળતાં બીલકુલ વાર લાગતી નથી તેમજ છે. અહો આજથી દસ દીવસપર મારી સ્થીતી કેવી હતી અને હાલ કેવી છે! ઘોડો રસ્તે મરી ગયો. મહેલ બહાર નીકળતો ત્યારે ગાડી શીવાય ચાલતું નહિ તે આજ ૨૫ કોશ સુધી શ્વાસ લીધા વગર પગે ચાલી અત્રે આવ્યો. હાય ! મારા ઘોડા ગાડી અને બધા ચાકર સીપાઇ ક્યાં ગયા ! હું એકલોજ ! અહિઆં મારા પીતાની હદ પુરી થતી જણાય છે. "લાવ" જરા બેસું. અરે ! પેલું, રાજકન્યા જેવું અહિ કોણ આવે છે. મમે તે હોય ચાલ બેસુંતો ખરો. આગળપર જોઇશું. (બેસે છે).

**જશરાજ**—( આવે છે ) હે, ઇશ્વર! આટલી ઉતાવળથી આવ્યો પણ કુમાર કંઈ નજરે પડયા નહિ આ નિશાની તો માલુમ પડે છે; કે આ રસ્તેજ ગયા છે. તૃષા લાગી છે હા! શું પવન વાય છે પોતે પાણીને મારી પાસે ઘસડી લાવે છે. એટલો ઉપકાર ન કર. જાતે, આવુંછું. અરે! આ કુમારીકાઓ કોની આવે છે! જોઉંતો ખરો ( બેસે છે. )

**કનકકુમારી**—સખી, સ્ત્રીને લાયક પતિ વિના જન્મારો વ્યર્થ છે. મા બાપ છોકરાંનો મત લીધા શીવાય અજાણ્યા અધર્મી, ભીખારી યા નીર્બળ, દુષ્ટ અને ચંડાળ માણસ સાથે કોમળાંગી કુમારીકાને પરણાવી દે છે, અને બાળકોનું જીવતર ધુળધાણી કરી મુકે છે, તે મા બાપ નહિ પણ બાળહત્યા ને સ્ત્રીહત્યા કરી અઘોર નર્કે પડનાર કસાઇ સમજવા. કેમ, ખરૂં કે નહિ.

**વિમળા**—અલી મદનઘેલી સખી, તારા મનમાં એ વિચાર શાથી આવ્યો વારૂ? શું તારી પણ તેજ દશા છે કે?

**કનકકુમારી**—સખી, મેં તો દૃઢ નિશ્ચય કરી મુકયો છે કે પરણવું તો ચંદનસીંહ ચોહાણનેજ, સીવાય બીજા ભાઇ બાપ છે.

**જશરાજ**—હા, પ્રભુ! મીત્ર તો નાં મળ્યો પણ મીત્રને માટે મારી માફક રાહ જોનાર તેમનો સદાનો સાથી મળ્યો છે, પણ એને શી રીતે પુછાય!

**કનકકુમારી**—વહાલી સખી, સઘળી ઋતુઓ કરતાં વસંત રૂતુ કુમારીકાઓને અત્યંત દુઃખમય લાગે છે. એ કેમ હશે, જોને, આ વનસ્પતિ તમામ કેવી બની રહી છે. વળી પેલી કોયલ પોકાર કરી વિરહીણીને વધારે સતાવે છે. અરે! વસંત, તારી ખુબી તો

ન્યારીજ છે. આ સૂર્યનાં કીરણો સુતેલા મદનને જાગૃત કરી કામાગ્નિ રોમેરોમ ફેલાવે છે. શું, દેવતા લોકો પણ મનુષ્યજાતિને સતાવવામાં આનંદ માનતા હશે ?

**સખી—અલી, મદઘેલી માનુની, તું તો કામદેવની કટાક્ષમાં જ મસ્તાન બની ગઇ છે. વિરહઘેલી સખી, આજે ગરબો ગાવા મારો વિચાર છે, અને તેમાં જો તું અગ્ર ભાગ લેશે તો તો આનંદવૃષ્ટી થશે.**

**કનકકુમારી—**શાણી સખી, ચાલ ત્યારે. (જોયછે).

૧૭

આજે આનંદ અંગ નવ માયરે, સાહેલી મારી વાતાં વાયુ વસંતનો.
જોને ચીર ઉડી ઉડી જાયરે, સાહેલી મારી વાતાં વાયુ વસંતનો.
કળી ખીલી કમળતણી, આપે છે સુવાસ;
ભોગી ભ્રમર જો નહિ મળે, સુકાશે થઈ નીરાશરે. સાહેલી.
શીતળ યોવન લહેરમાં, અગ્નિ વિરહ અપાર;
સુખકર શશી ઉંડો થઇ, રીઝાવે નીજ નાર,
વૃક્ષ ચડી વેલ મોજ ઊડાવે, લેહરી ભમરી નીત્ય નીત્ય સતાવે
અન્તે ભ્રમર સપડાયરે. સાહેલી.
કમળ વેલ સમ ગૃહીણીઓ, ખીલાવી નીજ ગાત્ર;
પ્રેમ સુગંધ રસ અરપવા, ભ્રમરની જુવેછે વાટરે. સાહેલી.

**જશરાય**—હવે તૃષાથી નથી રહેવાતું માટે જળની જીજ્ઞાસા ટાળું. (જાયછે) અને મગરને પથ્થર જાણી ઉપર બેસે છે. અને બેસે છે કે મગર અંદર લઇ જાય છે.

અરે ઈશ્વર ! મનની સઘળી મનમાં જ રહી ડમ્પો ... ય

૧૮

છેવટના છે પ્રણામ હાંરે બંધુ છેવટના છે પ્રણામ,
મગરે મુજને હાય ફસાવ્યો લેવા બેઠો છે પ્રાણ. હાંરે.
હાં ડુબાવ્યો હાં ડુબાવ્યો ડુબાવ્યો મુજને આજ,
હું અભાગી આશો લાગી, હવે છેલ્લા રામ રામ. હાંરે.

કનકકુમારી—એ કોણ બુમ પાડેછે ? જુવો, જુવો, પેલા માણસને મગર લઇ જાય છે, અરે ! કોઇ દોડો દોડો. બચાવો, બચાવો.

ચંદનસીંહ—આ શું ! બચાવો, દોડો, શું છે ? અરે પેલા માણસને મગર લઈ જાય છે. (બંદુકથી મગરને મારી જશરાજને બચાવે છે).

જશરાજ—(બહાર આવી) હા, આ તો મિત્ર ચંદનસીંહ, જો હું ખુલ્લો પડીશ તો આ ઉપકારનો બદલો વળાશે નહિ. માટે છુપા રહેવું એ સારૂં છે.

કનકકુંવર—(જશરાજને પુછેછે) ભાઇ, તું કોણ છે ? કયાંથી આવ્યો ને કયાં જાય છે ?

જશરાજ—બેન, આપને પૂછવાની શી જરૂર છે. મીત્ર વીયોગથી બળતો હતો અને વળી આપે બળતામાં ઘી હોમી અધુરૂં હતું તે પુરૂં બાળી ભસ્મ કર્યું છે.

કનકકુંવર—અરે, આ તારા ઉપર ઉપકાર કર્યો, તારો જીવ બચાવ્યો, તેનો બદલો દે છે કે શું ? મેં તને શી રીતે બાળ્યો ?

જશરાજ—ભગિની, લાલસીંહ ચોહાણસુત ચંદનકુમારનો હું મીત્ર છું તે વિદેશ ગયેલ છે તેની શોધમાં હું જતો હતો. અને પાણી પીવા અત્રે આવ્યો તે દરમ્યાન આપે કહ્યું......(અચકાયછે).

**કનકકુંવર**--શાણા. શા માટે અચકાવો છો? જે હોય તે સુખેથી કહો. મારા હૈયાના હારની કંઇ ખબર છે? શું, એ અત્રે પધારે છે?

**જશરાજ**—બહેની, એ પેલો મને બચાવનાર મગરને મારનાર ચંદનકુમારજ છે. વિદેશ જાય છે. તમારી જે ઇચ્છા હોય તે એને મળી પુર્ણ કરો. હું એમનો મીત્ર છું. મારૂં નામ જશરાજ છે. જો જો હો, મારૂં નામ એમને દેતાં નહિ. કારણ એમણે સાથે આવવા મનાઇ કરી હતી છતાં હું આવ્યો છું. કારણ કુતરાને રોટલાનો ટુકડો ખાતાં સુધીજ તેની પ્રીત હોય છે, વ્યભીચારીને પોતાનો મનસુબો પુર્ણ કરતા સુધીજ સગાઇ હોય છે. વેશ્યાને પૈસાની જ સગાઇ હોય છે. પણ આ મિત્રને તો જીવ જતાં સુધી સગાઇ છે. વહાલી બેન એમને જણાવશો નહિ કારણ જાણશે તો ક્રોધ કરશે.

**કનકકુંવર**—સખી, ચાલ્ય આપણે રાજકુમાર પાસે જઇએ. (જાયછે) હરે! આપ તો કોઇ શુરવીર રાજકુમાર જણાઓછો. આપ સાચેસાચું ના કહો તો તમને લાલસીંહ ચોહાણની આંણ છે.

**ચંદનસીંહ**—(ચાલવા માંડેછે) હજી અહિં પણ મારા પિતાશ્રીની આણ વરતાયછે, અંને હું મૂઢમતિ બેશી રહ્યો છું!

**કનકકુંવર**—યોવન શૃંગાર, ઉભા રહો, જાવો છો કેમ? હું આપને ઓળખુંછું! જો આ દાસીની અરજ નહિ સ્વીકારો તો પ્રેમ સીપાઇ પાસે પકડાવી આનંદ અદાલતમાં કામ ન્યાયાધીશ પાસે. ઈન્સાફ કરાવી જન્મપર્યંત કાળા પાણીની સજા એકદમ કરાવીશ રસીલા, ઢોંગ છોડી દો, અને આપ ચંદનસીંહ છો એમ કબુલ કરો.

**ચંદનસીંહ**—અરે રાજબાળા, આવા મર્મના મોહ વચનથી

મારૂં કલેજુ આપે કોરી નાખ્યું છે. હુ ચંદનસીંહજ છું. પિતાશ્રીએ દેશવટો દીધો છે, અને એવો હુકમ છે, કે જ્યાંસુધી પિતાશ્રીની આણ ફરે ત્યાંસુધી રહેવું નહિ. માટે મને જવા ધો.

**કનકકુંવર**—પ્રાણેશ, હું આટલા દીવસથી આપના નામની માળા લઇ બેશી રહી હતી તો આજે સાક્ષાત પરમાત્માએ પ્રસન્ન થઈ દર્શન દઇ આ કીંકરીની કાયા પવિત્ર કરી તો હવે કેમ જવા દઉં ! નગ્રમાં ચાલો. મારા પિતાશ્રીને કહી લગ્ન કરાવીએ, પછી સુખે જજો.

**ચંદનસીંહ**—કમળલોચની, અહિં મનોમન સાક્ષી માની ગાન્ધર્વ લગ્ન કરો ! હું ગામમાં કદીપણ નહિ પેસું. કારણ આપે મારા પિતાશ્રીની આણ દઇ મને દોષવાન બનાવ્યો છે. મેં તેમના હુકમનો અનાદર કર્યો છે, માટે મને જવા દો. બાર વર્ષ પુરાં થયા બાદ હું તમને આવી મળીશ.

**કનકકુંવર**—સ્વામીન, હું તો વરી ચુકી છું, માત્ર હાથ ઝાલવાનો બાકી હતો તે પણ આજે ઝાલ્યો. હવે આપની આ અર્ધાંગનાને સુખદુઃખનો અરધો હીસ્સો લેવા સાથે રાખવાનો હુકમ થવા કીંકરી કરગરેછે તો સાથે લેશો ?

**ચંદનસીંહ**—ચંદ્રમુખી ચતુરા, ત્યાં તમારૂં કામ નથી હું બાર વર્ષ વીત્યા બાદ પાછો આવી જરૂર તમને મળીશ. (એટલામાં સિપાઇઓ પકડો પકડો કરતા આવેછે ને તમામ વિખરાઈ જાયછે).

## પ્રવેશ આઠમો.

### સ્થળ—એકાન્તવાસ.

૧ સીપાઇ—અરે યાર ઉસ બખત કયા ગરબડ હોયગી ! અપન આયે ને સબ ઇધર ઉધર ભગ ગએ. મેને તો એક નાજની દેખીથી.

૨ સીપાઇ—સાલા, બુઢ્ઢા હુવા જદ બી નાજની દેખતા હે કાં હે તેરી ખાલા ? ચલ બીતાવ. એ તો કુચ ફીરસ્તા બીરસ્તા હોયગા, મીયાં!

૩ સીપાઇ—જાણે દો યાર, તમારી ગરબડ સરબડ, અપણી જ બાત કરો ને. મેં આજ બજારમેં જાતાથા ઉસ બખત ઓ અફીનકે ઇન્સ્પેકટર સાહેબને બહોરેકે વાંસે કુચ શેરભર એલચી. ચારોળી, પીસ્તે લીયે. પીછે બહોરા બોલતા થા કે પૈસે છુટ પડે પણ અપણે કયા ! ઉસકા નશીબથા તો એ લે ગયા. અપણકું તો ફાયદા હે !

સઘળા—હે હે હે હે હે હે

ચોથો સીપાઇ—અરે યાર, આલમભરમેં બોરેંકી તો બાત જ ન્યારી હેં, કુછ ગુન્હા કીયા હોયગા. જબદીયા હોય ગા; આજ કાલ અપણે રજવાડેમે એક હોદા ઓર દુસરા એસા માર ખાનેકા એ શીવાય કયા હે ? કયા કરે બિચારા, પગાર ૧૫ રૂપિએ.

૫ સિપાઇ—યારો, પરવરદીગાર, પાપકા ઘડા કોઇ દીન બી ફોડેગા. લેકીન એ બાત અપન રાજાકુ કહેંગે ?

૪ સિપાઇ—અબે મીયાં, બેઠ રહો નહિ તો મર જાવોગે. તુમકુ કુચ ખબર હેં કે, એ ઇન્સપેકટર તો રાજાકા ખાનગી દીવાન હેં

ઉસકા મજા લગતા હૈ. તુમ મહાય એેલા કરો લેકીન ઉસકા ગુન્હા કોઇ સુણેગા નહિં ઔર માને બેઠ રહો. અપણું ક્યા !

સખળા—યા અલ્લા પરવરદીગાર. અબ તો બોત હુઇ. તોબા તોબા; કીસકુ કહેણા; અપણી અરજ કોઇ સુણતા નહિ હે.

લપટલાલ—કયું મીયાં, કયા બાતાં કરતેહો ?

સખળા—જીનાબે આલી, આપ તો કુમારશ્રી કે જીવજાન દો- સ્તહો ઉસ્સે આપકુ તો મજા હે લેકીન અમારે સીપાઇભાઇકુ પાંચ પાંચ રૂપીએ પગાર મીલતેહેં ઉસ્કી બાતાં કરતે હેં.

લપટલાલ—અંગ્રેજી ભણો અંગ્રેજી, મારો દાખલો લ્યો. જે- થી પગાર ભરપુર મળશે ને રોફ મારવાની મઝા પડશે ને સુખી થશો.

૨ સીપાઇ—પઢે, અંગ્રેજી પઢનેમેં કયા ફાયદા હે. મેંને મે- ટ્રીકકી પરીક્ષા પાસ કીતી હે જબી એ પાંચ રૂપએકી કુતે જેસી સીપાઇગીરી મીલને મીલતે મેરેકુ કેતની આફત આઇ વો ફક્ત મેરેકુજ માલુમ હેં. પઢનેમેં શરીર ખરાબ કીયા, પેસેકી ખુવારી કીતી ઓર આ નષ્ટ નોકરીકે વાસ્તે કેતની ગુલામી કીયા વો તો પરવરદીગારકુ જ માલુમ હે. આ જમાનેમેં સબ લોક નોકરી, નોકરી, નોકરી કરકે નોકરી કયા ચીજ હે ઓ સમજતે નહિ હેં ને એક નફ્ટ નાદાન નીર્લજ ચીજકે વાસ્તે સીર તોડતે હેં. એ વાત મેરેકું તો બીલકુલ પસદ નહી હે. મેરા સમજના તો એસા હે કે જો માણુસ પેસેવાલા હે ઓર જો નોકરી કે વાસ્તે પઢતા નહિ હેં ઊસ્કુ પઢના લવાજમ હે લેકીન ગરીબ લોક ખાસ નોકરીકે વાસ્તેજ પઢતે હેં ઉસ્કુ તો પઢના બીલકુલ મોકુફ નહિ હેં દેખો, એતના બખત કભી મેંને કુરાન પઢનેમે ગુમાયા હોત તો ખુદાકા ખાસ હો જાતા. કભી એસેઇ નોકરી કીયા હો-

તા તો શરીર અચ્છા રહેતા. પેસેકી તંગીમેં આતા નહિ ઓર સબ તરેહકા સુખ રહેતા. લેકીન એ સબ અંગ્રેજી પઢનેમે ખોયા. ઓર જો કુચ થોડા બહોત રહાથા ઓ નોકરી લેનેમેં ગુમાયા, ઓર છેવટ પેસે પેદા કરનેકા કુચ સાધન મેરી પાસે ન રહા તો આ નોકરી કરની પડતી હેં. કોઇ હુન્નર શીખાનેવાલા હીરા હોવે ને કભી મેરેકુ અલ્લાકે વાસ્તે શીખાવે તો મેં ઉસ્કે હકમેં દવા દેકે આ નોકરી છોડકર બહોત ખામોશરખકે શીખું, લેકીન કોમ નહી!

**વિદુષક**—શાબાશ, તેં તો ખરી વાત કહી. શું કરે બીચારો, દુઃખનો માર્યો તમામ સત્ય હકીકત કહેછે. સાંભળ.

૧૯

ઇંગ્લીશ ભણીને કરે સુધારો, કપડાં લત્તાં ને સૌમાં;
બુટ પાટલુન સ્ટોકીંગ સ્ટીકને, ચસ્માં જોઇએ આંખોમાં.
વોચ ગજવામાં ગળે નેકટાઇ, ચીરૂટ અમેરીકન જોઇએ;
ખુરશી ટેબલ વગર ચાલે નહિ, ટી કોફી કે દુધ જોઇએ.
સોડાવોટર તો સહેજ સમજેછે, હોટલ બ્રામણીયા વિશી;
વાઇન વનસ્પતિ રસ છે માટે, તે લેવાને હરકત શી.
ગાયન ગાતાં સિખે ગલીયોમાં, ચટાક ચટપટ ચાલ શીખે;
ગોઢેમ ગોઢેમ કરતો રહીને, અદ્ધર માથે ટોપી મુકે.
ભણ્યાનો ઉપયોગ સારો કરનાર, નીકળી આવે છે થોડા;
લવલવ કરતા અદ્ધર ફરતા, મગજ ફરેલા એ ઘોડા.
વગર ભણે ને વગર કમાયે, બંદો છે અલમસ્ત કેવો;
ઇંગ્લીશ ભણીને આ બન્યો છે, જુવો ગાયના ભાઇ જેવો.

**લંપટલાલ**—જા, જા, તારા જેવા તો મુવી ગયા..ને મરો

જશે. તુ શું શીખામણુ આપે છે ? જો ઇંગ્રેજી ભણ્યા ના હોત તો બાપદાદા આવો રોફ મારવા દેત નહિ. સમજ્યો રાસ્કલ (ગધેડા).

૧ સીપાઇ—નામદાર, માણેકચોકમાં એ નઇ ઓરત આઇ હેં એ કોણુ હેં? ખુદાને સારી આલમકા તેજ ઉસ્મઇ રખદીયા હેં.

લંપટલાલ—ઠીક યાદ કર્યું, એ વાતતો હું વીસરીજ ગયો હતો. બસ, બસ, દુનીયામાં શું લઇ જવું છે? ખાવું પીવું ને લહેર કરવી એજ ખરૂં છે. ચંદનકુમારતો ચાલ્યા ગયા છે. એ બીચારી મને અત્યંત ચાહે છે, તો મારે શા માટે ના જવું જોઇએ. બસ બસ જવુંજ.

૨૦

ઝટ જઇ (૨) જઈ મળુ હું છેલ છબીલી વાલી મારી દીલદાર
ખુબ ભેટી (૨) પીયું પ્રેમ અમૃતરસ ચુશી કર નહિ કંઇ વાર
ઇશક બાજીની કેવી મઝા છે કરે મોજ મન શાન્ત સલુણી કરે.
જેણે ન માણી મોજ પર આ સંગ જાણે શું સ્વાદ સલુણી કરે.
વિર ચંદન વિદેશ વિદાર્યો કર મજો એકાન્ત—સલુણી. કરે.
ઝાંઝર ઝમકે પગને ઠમકે ભુલાવેછે ભાન. સલુણી કરે.

સધળા—હાં સાબ, હાં, સચ્ચા હે.

લંપટલાલ—મીયાં, ગુડબાય ( સલામ છે ) હવે જલ્દી જઇ મારી રસીલી દીલદારને ભેટી આનંદસાગરમાં લહેર કરૂં. (જાય છે)

સધળા--આદમી તો હેં લેકીન ઇશકમાં હેવાન બન ગયા હેં ઓર વો ભમરાળી ભુડણને ભાન ભુલા દીયા હેં. મરેગા ઓ, અપણે કયા. ચલો યાર ચલો. (જાય છે.)

## પ્રવેશ ૯ મો.

### સ્થળ—ગુણીકાનું ઘર.

લંપટલાલ—વેલ ફુલકુંવર શું થાય છે?

ફુલકુંવર—આવો, આવો, મારા શોખીલા સહેલાણી આપની સ્મરણ શક્તીમાં આ કીંકરીતો શાનીજ આવે! રસીલા આપ તો મને ભુલીજ ગયા. મારી કોણ ખબર લે! ( રૂવે છે. )

લંપટલાલ—માય ડીઅર (વહાલી) આમ શું કરો છો. હુંતો બસ તમનેને તમનેજ ઝંખુછું. ઠીક, ઠીક, હું ન આવ્યો તો તમે મને કદી બોલાવો છે?

ફુલકુંવર—પ્રાણવલ્લભ વગર બોલાવે આવે ત્યારેજ ખરી પ્રીતી જણાય, પણ ... હવે કંઈ પૈસાની મહેરબાની કરશો.

લંપટલાલ—યશ, યશ, હા, હા, લાવ્યોછું, લાવ્યોછું.

ફુલકુંવર— ૨૧

આવોને છેલ છોગાળા સ્પર્શે નવરાવું લાલા,

લંપટલાલ—શાણી લેજ્જત શું દેશો વાણીમાં રજની ખોશો;

ફુલકુંવર—ઉતાવળ કરો નવ પ્યારા તન અર્પે છે તમ દારા.

લંપટલાલ—ચીત ચોર્યું તેં ચટકાળી લ્યો આ હાર મુકો સંભાળી,

ફુલકુંવર—મન મોહન મન હરનારા ઓશીયાળી કરો નવ પ્યારા.

લંપટલાલ—લલના લ્યો આપ સ્વીકારી બક્ષીસ આપું જે પ્યારી,

ફુલકુવર—મહારાજ રહો મુજ પાસે અહરનીશ આવી આવાસે.

લંપટલાલ—પ્રિયા, કંઇ અચ્છો ઉંચામાંનો વાઇન (દારૂ) હોયતો લાવની.

ફુલકુંવર—અરે! આપ વાણીયા થઇ દારૂ પીશો! હુંતો જાણુતી નહોતી કે આપ પીતા હશો. તેથી આણ્યો નથી તે ક્ષમા કરશો.

**લંપટલાલ**—કંઇ હરકત નહિ. કોઇ પુછશે તો કહેશું કે સોડાવોટર છે ને તે હમારે અંગ્રેજી ભણેલાને મગજ શાન્ત કરવા પીવું પડેછે. દીલજાન, એમાં શો વાંધો છે? લાવ, લાવ, બે, ચાર, કપ બસ છે. ( લાવી પાય છે, અને પીતાં પીતાં ગાંડા જેવો બની જાય છે. )

**ફુલકુંવર**— ૨૨

આવી આવી હરનીશ આવાસ હાર અમને દેછે,
ઇંદ્રપુરી અનુસાર સુખ શૃંગાર પ્રીછે;
ઘેલો ઘેલો ફરેછે ગમાર ઉજળુ દુધ જાણે,
નાચે નચાવું હું જેમ મુજથી આનંદ માણે.
વ્હાલી વ્હાલી કરી સુકાવેછે જીભ કરે અળગી નહીં,
લુંટી લેવો એ ગમાર ફરી આવે જો અહીં;
ખુશી ખુશી રહેછે હેવાન યાર મનમાં એના,
પોતે જાણેછે પોપટને હું વ્હાલી મેના.

**લંપટલાલ**—દીલદાર, દારૂ તો બહુજ મીઠો છે. વાહ...વાહ.

**ફુલકુંવર**—પ્રાણેશ, એ તો ખાસ વિલાયતથી આપને માટે જ મંગાવી મુકયો હતો. હજી તો એના પૈસા પણ આપ્યા નથી કારણ હું ક્યાંથી લાવું ?

**લંપટલાલ**—વહાલી, શરમાયછે શા માટે ! લે...લે...(તમામ કપડાં ઘરેણાં કાહાડી આપેછે)

**ફુલકુંવર**—બરોબર હેવાન બની ગયો છે. હવે એને અહિંથી કહાડી મુકવો જોઇએ. (પાસે જઇને) શેઠજી, હવે અગીઆરા ગણો.

**લંપટલાલ**—વાય...વાય ( કેમ )

**ફુલકુંવર**—જુવો, જુવો, પેલા પોલીસના સીપાઇ આવેછે.

**લંપટલાલ**—હો...હો...કરતો, ગબડતો, પડતો નાશી જાયછે.

**ફુલકુંવર**—આજ તો ભીખારી કરી કાહાડયો છે. વળી આ-

વશે તો જોઇશું. આવાં અંગ્રેજી ભણેલા સારી કેળવણીનો ખુરો ઉપયોગ કરનાર દારૂ પીવો શ્રેષ્ઠ ગણેછે, ને મારા જેવી વેશ્યાઓને ખ્યાલ કરેછે તેને એકથી તે હજારોવાર ધીક્કાર છે. (જાયછે.)

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ-ધરમપુરનો રાજમહેલ.

**મોહનસીંહ**—હીરણાક્ષી, કુંવરીની ઉમર હવે મોટી થઇ છે, એને ગમે ત્યાં પરણાવી દેવી જોઇએ.

**ગુણસુંદરી**—પાતળીયા પ્રીતમ, પરણાવીશું ક્યાં? (બારોટ આવે છે.)

**બારોટજી**— ૨૩

સુંદર ધરમપુર છે ગામ, રાજા મોહનસીંહજી નામ;
તેરે રાજકી બલીહારી, કયા ક્યા કહુ મેં બીસ્તારી.
વિદ્યા હુન્નર અપાર, બહોળો ચાલે વહેપાર;
સજે વસ્ત્ર અલંકાર, તું તો ઇંદ્રસેં અપાર.
સીંહાસનકી સુરત, દેખુ મોરકી મુરત;
મુકી ભુમીપે તુરત, શુભ જોઇને મુરત.
લીયા જગતમેં માન, બાદશાહ કર અપમાન;
અર્જુન જેસા તુ બળવાન, ઓ સીસોદીયા સહેલાન.
સુર્ય થયો સ્થીર આજ, ચંદ્ર પામે ઘણી લાજ;
દેખી મોહનસીંહ મહારાજ, ઘણું જીવો પૃથ્વીરાજ.

**મોહનસીંહજી**—પધારો બારોટજી, પધારો.

(આસન આપેછે તેપર બેસેછે).

**બારોટ**—ખમા, બાપુને ખમા. રાજ અવિચળ ~~...~~ - ઇશ્વર

આપને સદા સુખશાન્તી યશ આપો.

ગુણસુંદરી—બારોટજી, આપનું આવાગમન અાંથી કેવે પ્રસંગે થયું?

બારોટ—રાજાધીરાજ, અજીતગઢ અજમેરથી, જુમીદીપક ભુપાળ વીજયસીંહજી મહારાજાએ પત્રીકા આપી છે તે લઇ આપની હજુર આવ્યો છું, સીવાય બીજું કંઇ પ્રયોજન નથી.

મોહનસીંહ—પત્ર વાંચેછે.

૨૪

સ્વસ્તી શ્રી ધરમપુર ગામ છે અતિ સારૂંરે,
રાણી ગુણસુંદરી મોહનસીંહ ભૂપ મળવા ધારરે;
ચૌદ વિદ્યાનારે જાણુ પરાક્રમી પુરારે,
યુદ્ધકળા કૌશલ્યની ખાણુ રણે અતિ સુરારે.
કુંવરી અનુપમ આપતણી જે મોટીરે,
વરવા ધારે હમીરકુમાર કરવી કસોટીરે;
જે રાજવળાની રીત તે ઉર આણોરે,
પરણાવી કુંવર મુજ સાથ આનંદ માણોરે.
વિચારશો નહિ કાંઇ મનમાં તમારારે,
પછી મળશે ન આવી તક જો થાશો શાણારે;
પત્ર વાંચીને આપ જવાબ ઝટ દેજોરે,
મારા પ્રણામ સહસ્રવાર માની લેજોરે.

લી. વીજયસિંહ.

મોહનસીંહ—રાણી પુત્રી, તને તો હમીરકુમાર પસંદ હશેજ?

.......કુંવર—નહી, નહી, નહી, એકથી તે હજારવાર સારૂં

મન તો એ હમીર નહી પણ હળાહળ છે. ફુલ નહિ પણ કંટક છે, હીમ નહી પણ ધગધગતો અંગાર છે, કનક નહિ પણ કથીર છે, અરે! કથીર તો શું પણ કાળા કોયલાનો ઢગલો છે. અરે! એ અમૃતભોજન નથી પણ વિષ્ટા છે.

**ગુણસુંદરી**—પ્રાણનાથ, આ તમારી મોટી ભૂલ છે કે તમે છોકરાંને પૂછોછો એ તો સમજતી નથી કે આવા મોટા રજવાડાનો વર ક્યાંથી? અને વળી છોકરાં છે એમની બુદ્ધી શું? તમે લખો કે એક માસની અંદર પરણાવીશું.

(પત્ર લખી આપી બારોટને વીદાય કરેછે.)

**કનકકુંવર**—પિતાશ્રી. આમાં વિપ્રીત થશે. બીચારી ગરબડી ગાયને ખાટકીને હાથ ન દો. પગલું ભરતા પહેલાં વિચાર કરો કે પતિવૃતા સ્ત્રીને માત્ર એકજ પતિ હોય છે. મેં મારા મનથી ચંદનસીંહ ચોહાણને વરમાળ અર્પણ કરેલી છે. પિતાશ્રી આ કહેતાં મેં આપની લજ્યા લોપી છે તે માફ કરશો કારણ તેમ કરાવનાર આપજ છો.

**દાસી**—બાઇ સાહેબ, પુજાનો સમય થયો છે માટે પધારો.

**મોહનસીંહજી**—(જતાં જતાં) અરે! હઠીલી, નાદાન છોકરી, તું સમજ. પરણ્યા સીવાય છુટકો નથી. (બન્ને જાયછે).

**કનકકુંવર**—છોકરાંને પરાણે અણગમતા માણસ સાથે પરણાવનાર આવા માબાપને હજારોવાર ધીક્કાર છે. હું તો ચંદનસીંહને વરી ચુકી છું માટે એ ખાલી પ્રયત્ન કરશે તે સર્વ વૃથા છે. હવે અહિં રહેવામાં સાર નથી. જો રહીશ તો બળાત્કારે પરણાવશે, માટે સટકી જવું ઘણુંજ સારૂં છે. દમયંતીની પુઠે કળી પડયો હતો અને અઘોર જંગલમાં સતિએ અનિવાર્ય સંકટ સામી ~~માથું~~ બીડી

સતિત્વની છાપ પાડી અને અંતે પરમાત્માએ એની લાજ રાખી. તો હું પણ રાને રાને રખડી મારા પ્રાણેશની શોધ કરૂં. અને અંતે પ્રભુ મને સુખ આપશેજ. માટેહાલ તો પુરૂષવેશે નીકળી જવું.

(જાયછે).

## પ્રવેશ ૧૧ મો.

### સ્થળ-જંગલ.

ચંદનસીંહ—અરે ! દીનાનાથ, તે દીવસે પેલી રાજબાળા એના મનથી મારો સાથે લગ્ન કરી ગઇ. મેં એને કંઇ પૂછ્યું પણ નહિ. હાય ગુલાબની કળી ખરી ગઇ. પડી ગઇ, સરી ગઇ. એ મારી સાથે આવવા તૈયાર થઈ પણ ઇશ્વરે સારૂં કર્યું કે, અચાનક આવતા સીપાઇઓના શબ્દ સંભળાયા અને સઘળાં વિખરાઇ ગયાં. પણ હવે એ ક્યાં હશે ? અરેરે ! એ ક્ષત્રીપુત્રી કદી બીજાને પરણશે નહિ અને જો કોઇ બળાત્કાર કરશે તો તેને પોતાના રૂધીરથી સ્નાન કરાવી પોતાનો દેહ ત્યાગ કરશે. અરે સ્ત્રી, તને કોણ લાડ લડાવશે ? વ્હાલી, તને પ્રીયા કહી બોલાવતો સાંભળી તું કયારે ખુશી થવાની, તું મને ઘડીપણ વિસારતી નહી હોઉ; ઇશ્વર તને સહાય કરે, જય આપે અને તારૂં શીયળ સાચવે. આહા ! કેવું રમણીક અરણ્ય છે. વળી આવા અઘોર અરણ્યમાં દેવળ છે. મુર્તી પર પર્ણાદી પડ્યાં છે. અહિ એની કોણ સંભાળ લે ? લાવ જઇને સાફ કરૂં. (જાયછે, સાફ કરી સ્તુતી કરેછે.)

૨૫

જાગ જાગ તું ઓ જગદંબા નીંદ્રાવશ શાને થાયે,
પરમદયાળુ મહેર કરીને દર્શન દે માતુ આંહે;
માજી દુનીઆ તમામ પાયે પડે મુકી માન,
મુખે ગખી તારૂ નામ ધરે મનમાં મોટી હામ;
બ્રહ્મા વિશ્નુ સદાશીવ હરનીશ કરે તારી સેવ,
આવ્યો શરણે તારે માતુ ઉગારો આવારે. જાગ.

**દેવળમાંથી**—અરે કાળા માથાના માનવી, આજકાલ છ વર્ષથી હું અપુજ છું ને તેં આવી મારૂ સ્થાન સમારી મને જાગૃત કરી છે તો હું તારાપર પ્રસન્ન છું તારે જે જોઇએ તે માગ.

**ચંદનસીંહ**—જગતજનુની, આપની અક્ષય કૃપા અહોનીસ માગુછું અને વધારમાં માત્ર એજ કે જે સ્ત્રીની સાથે મારે થોડો ઘણો સંબંધ થયો છે તેનું શીયળ સચવાય.

**દેવળમાંથી**—તથાસ્તુ ! અરે મનુષ્ય, જા, હું તને વધારે એટલું આપુછું કે સંકટ સમયે મને યાદ કરજે ને હું તારી ધારેલી ધારણા યથાવિધી પાર પાડીશ.

**ચંદનસીંહ**—માતૃશ્રી, આપનું વચન મસ્તકે ધરૂછું ( બાદ ) હવે કોઇ પણ જાતની ફીકર રહી નહિ. મારી પ્રાણપ્રિયાનું શીયલ સચવાશે એટલુંજ નહિ પણ હું જાતે સુખી થઇશ. હવે કોઇ પણ નગ્રમાં જઉં ને નોકર રહું કારણ બાર વર્ષ પૂરાં કરવાનાં છે. (જાય છે)

## પ્રવેશ ૧૨ મો.

### સ્થળ—બાવાનો મઠ.

**જશરાજ**—હે ભક્તાધીન, નીરંજન નીરાકાર, મીત્રને આી મળી પણ તેની સાથે રહેવાયું નથી, મનની સઘળી મનમાંજ રહી ગઇ. જ્યારથી વીખુટાં થયાં ત્યારથી ફરી ભેગા થયા નહિ. હવે શું કરવું ? જોગી થઇ શોધમાં રહું. મળશે તો ઠીક નહિ તો એ પવિત્ર મીત્રને માટે કષ્ટ સહી કાયા પાડવી. હાલતો આ યોગીરાજ પાસે જઉં

(જાય છે અને મહન્તને કહે છે.)

મહારાજ, આ દુનીયાંથી કંટાળી ગયોછું અને જોગ ધારણ કરવા મારી જીજ્ઞાશા છે તો આપ મને ભેખ આપી આ સંસાર તારો.

**મહન્ત**—અચ્ચા, જોગી હોનેમેં કુચ ફાયદા નહી હે. સાધુ હોનેસે કુચ પરમાત્મા મીલતા નહિ હે. તુમ ગૃહસ્થાશ્રમમેં રહેકે ઇશ્વરકા એક ચીતસેં સ્તવન કરો તો તુમકુ નારાયણ જલ્દી મીલેગા. દયા ધર્મ રખો. ઓર ખા પીકે મઝા કરો. ને સદા હરીકે ચરણોમેં ધ્યાન લગાયા કરો તો ભવસાગર તર જાવોગે.

**જશરાજ**—ગમેતેમ હોય તોય મારે હવે ઘેર જવું નથી મારે મહારાજ કૃપા કરી દુનીયાદારીના વૃથા ફાંફાંમાંથી મુક્ત કરો.

**મહન્ત**—બેઠો અબી, સુનો.

**સઘળાં**— ૨૬

સંતો ભાવે ભજો રામ રામરે, છેવટનો સંઘાથી સાચો માનીન
દસરથને ઘેરે વાલે જન્મજ લીધો, તારી કોસલ્યા માની કુખરે.

વાલ્મે નામ તો લીધાં છે રૂડાં રામરે—સંતો
રાવણને રોળ્યોરે ઇંદ્રજીત સંહારીને હાં ( ૨ )
વિભીષણને આપ્યાં રાજરે ભાઈઓ વિભીષણને-સન્તો.
ભકતોને તાર્યા એણે દુષ્ટને વીદાર્યોરે હાં ( ૨ )
સ્વર્ગમાં સુખ ઘણું આપ્યુંરે ભાઇઓ સ્વર્ગ—સંતો.
સંસાર છે સ્વપ્નુ ભાઇ માયા મોટો શત્રુંરે હાં ( ૨ )
તરવા ભજી લે રામ નામરે હો પ્રાણીયા-સંતો.

( બાદ સાધુઓ ઉઠી જાય છે જશરાજ બેસી રહે છે કનકકુંવર પુરૂષ વેષે પ્રવેશ કરે છે. )

**કનકકુંવર—** ૨૭

કોઇ બતાવોરે યારો મુને કોઈ બતાવોરે. હાં
હાર મારા હૈયા કેરો કોઇ બતાવોરે.
વિયોગથી પીડાઉ છું મને કોઇ મેળાવોરે;
લાચારછું આધાર મને કોઇ બતાવોરે.
દીવડા દીલના માહરા ક્યાં હશો આધાર
રાન રાન સોધીવળી પત્તો નહિ કંઇ યાર
પોપટ પ્રાણાધાર પ્યારા ઉડી આવોરે-કોઇ બતાવો

**જશરાજ**—અરે ! આતો કનકકુંવર પુરૂષના વેશે નીકળી ગયેલ જણાય છે. લાવ એને પુછું ( પૂછે છે )

અરે ! તું જાતે સ્ત્રી દેખાય છે, ને પુરૂષના વેશમાં કયાં જાય છે. સાચેસાચું કહે નહિ તો ફજેત કરીશ.

**કનકકુંવર**—મહારાજ, ક્ષમા કરો. અબળા આપને શરણે છે.

**જશરાજ**—ગમે તેમ હોય તે સાચેસાચુ કહે. હું પણ તારી બનતી મદદ કરીશ.

**કનકકુંવર**—( બધી હકીકત કહ્યા બાદ ) મહારાજ મને જવા રજા આપો.

**જશરાજ**—અરે ! રાજબાળા, તું જાય છે, પણ સ્ત્રીનો ધર્મ શો છે, તે તને ખબર છે ?

**કનકકુંવર**—મહારાજ, પતિવ્રત પાળવું એ સ્ત્રીનો મુખ્ય ધર્મ છે. જેની સાથે લગ્ન સંબંધ કર્યો, જેની સાથે પાનું પડ્યું, તેનીપર સદા પ્રીતી રાખવી, તેની ઇચ્છા પ્રમાણે વર્તવું જોઇએ, ભરથાર કદાપી ખોડ ખાંપણવાળો માલુમ પડે તો તેનાથી કંટાળી જવું નહિ, પણ તેમાં આનંદ માનવો; કારણ આ ભવ તેની સાથે સુખે દુઃખે કહાડ્યા શીવાય છુટકો નથી; તો પછી તેને જ પ્રભુ માનવો; પ્રભુનો હુકમ તોડવાથી તેના ગુન્હેગાર થઇએ છીએ; એટલુંજ નહિ પણ લોકોમાં ફીટકાર થાય છે. સ્ત્રીએ ધણીના સુખનોજ નહિ પણ દુઃખનો એ ભાગી થવું જોઇએ જે સ્ત્રી ધણીને માત્ર નામનોજ ગણે છે ને પતિવ્રત પાળતી નથી તેને હજારોવાર ધીક્કાર છે. શુદ્ધ સ્ત્રીએ પોતાના પતિને પોતાના હૈયાનો હાર, હૃદયમણી અને આંખની કીકી સમાન ગણવો જોઇએ. તેનાથી ન્યારૂ થવા કદી ઇચ્છા કરવી નહિ. તેનીજ આગ્નાને અનુસરી ચાલવું. તેનાથી સૌભાગ્ય છે દુનીયાંનુ સુખ તેનાથીજ છે. તો તેને પ્રભુ સમાન ગણી પુજા કરવી અને પ્રસંગોપાત કલેશ નહિ કરતાં તેની નીર્ધન યા ધનવાન સ્થીતીને અનુસરી સદા આનંદ માનવો જોઇએ. મહારાજ હું આ સઘળું સમજુંછું માટે મારે વિલંબ નહિ કરતાં તાકીદે જવું જોઇએ, ને મારા લલાટ ભુષણની સોધ કરવી જોઇએ. માટે મને જવા દો.

**જશરાજ**—સાબાશ છે, સ્ત્રી, તને તેમ તારા માતા પિતાને.

તારા જેવીજ પવિત્ર પતિવ્રતાની છાપ પાડનાર. સુજ્ઞ સ્ત્રીઓ આ પ-વિત્ર હીંદુ ભૂમીમાં જાગો ને તેની અમળ કીર્તીના વાવટા અચળ કરી શોભા આપો. એવી મારી આશીષ છે. જા, તું સુખેથી તારૂં કામ કર ને પ્રભુ તારી ઉમેદ બર લાવે. [ જાય છે. ] હવે મારે પણ શા માટે બેશી રહેવું જોઇએ. આ જાતે અબળા છતાં તેની તપા-સમાં નીકળી છે તો મને શર્મ છે કે હું સબળ છતાં થાકી ગયો અને બેસી રહ્યોછું ચાલ જલ્દી જઉં. ( જાય છે.

---

## પ્રવેશ ૧૩ મો.

### સ્થળ—ગુણીકાનું ઘર.

**કુલકુંવર**—દાસી, પેલો હૈયાફુટો હેવાન આજે આવશે. ગઇ વખત આપણે એને ભીખારી કર્યો છે, હવે એની પાસે પઇ પણ રહી નથી; અને દુષ્ટ પૈસા શીવાય આવશે માટે એનો ઘાટ ઘડી નાંખવો જોઇએ. બોલાવ્ય આપણા પેલા મારાઓને કે એ, નાદાન આવે કે તુરત એને ફાંસો ઘાલી પરમ દયાળુ પરમેશ્વરને હજુર મો-કલાવો. [ બોલાવી લાવે છે. ]

**મારાઓ**—બા. શો હુકમ છે.

**કુલકુંવર**—દુષ્ટ લંપટ હમણાં આવશે તેને પુરો કરી નાખજો. સંભાળથી કામ કરજો. કોઇ જાણે તો તમારૂં તેમ મારૂં મોત થાય. [ લંપટલાલને આવતો જોઇ ] પેલો આવ્યો. તમે આવતાં વારજ પૂરો કરજો. ( લંપટલાલ આવે છે ને મારાઓ પકડી બાંધે છે અને ફાંસો ઘાલે છે.

**લંપટલાલ**—અરે ! નાદાન આ શું ? ચંડાળણી, હું જાણતો

નહોતો કે તારા પેટમાં આવી પાપની તીખી પાળી હશે. હાય ! મને ફરજ કરવાનો છે કે શું ? હાય હત્યારી ! તને હવે શું કહું ?

**કુલકુંવર**—અરે ! હીચકારા હીજડા ! તને શરમ નથી આવતી કે પૈસા વગર વેશ્યાની યારી કરવા આવ્યોછું. નાદાન તો તારો બાપ કે વેશ્યાની યારી કરવામાં તને પૈસા આપી ઉત્તેજન આપ્યું છે ( મારાઓને ) આ પાપીને હવે રામશરણ કરી દો.

**લંપટલાલ**--હાય ! હુંતો હવે મરવા બેઠોછું પણ મારી એટલીજ શીખામણ છે કે ઇસ્કબાજી ધગધગતો અંગાર છે, પરનારી આગ સળગાવનાર છે. અને પૈસો ચલીત છે. ભાઇઓ, પર સ્ત્રી સાથે જાર રમે, પૈસા ખવરાવે, કોઇનું કહેતું કાન ના ધરે, લોકોથી ના ડરે અને વીષ્ટાના ઢગલામાં, મારી માફક આંધળા થઇ પડે, તેની અંતે આ દશા થાય છે. હાય ! મારી જાતને આ વખતે જેટલા ધીક્કાર કરૂં તેટલા થોડા છે. અરેરે ! આ દુષ્ટોના હાથથી આજે મારો જીવ જવાનો. હાય ! જ્યારથી કોલેજમાં ગયો ત્યારથીજ ધર્મને કોરે મુકી નીતીને ટાળીને રોફ મારવો અને પૈસાની ખુવારી કરવી એ સઘળું શીખ્યો અને અંતે આ કુલટાના સંગમાં બાવો બની મરવા બેઠો. અરે ! પરમેશ્વર તેંતો મને વ્યાજબીજ શીક્ષા કરી છે. હું અધમ પહેલો સમજ્યો નહી કે આ અમૃત નથી પણ વિષપાન છે, અને વિષય વિષ્ટાનો ઢગલો છે. ભાઇઓ, નક્કી યાદ રાખજો કે પરસ્ત્રી યારી એજ ખુવારી છે. હાય ઇશ્વર હવે તુ મને તારે શરણે લે. અરેરે ! શાસ્ત્રોમાં લખે છે કે સ્ત્રીહત્યા, બાળહત્યાને માટે પણ છુટવાની બારી છે પણ મારા જેવા કાળાં કૃત્ય કરનાર વેશ્યાની યારી કરનાર અધમ ચંડાળને માટે કોઈ પણ જાતની છુટ નથી. હે પ્રભુ હવે માફી માગું તે શા કામની ? અરેરે ચંદનસિંહ તુંતો વિદેશ

ગયો અને જીવતો રહ્યો પણ આ પાપી તને ખરાબ કરનાર, તારી અચળ કીર્તીને ડાઘ લગાડનાર, તને આડે રસ્તે દોરવા, સગાંમાં વિરોધ કરાવનાર, અને તને વિદેશ કઢાવનાર ચંડાળ, ખાટકી, હવે તારૂં પવિત્ર મોં જોવા કદી પામનાર નથી, હવે તું આ પાપીને જે ટલો ધીક્કાર કરીશ તેટલા થોડા છે.

**ફુલકુંવર**—(મારાઓને) શું જુવો છો હવે જલ્દી દોરી ખેંચો.

**લંપટલાલ**—અરે ! જરા ધીરજ ખમ આ શીક્ષાને તો હું પાત્રજ છું પણ પરમ દયાળુ પરમેશ્વરની મને સહેજ પ્રાર્થના કરવા દે.

૨૮

ઓ ભક્તિ વત્સલ ભગવાનરે હું નમુરે નમું
હું નમુરે નમું હું નમુરે નમું ઓ ભક્તિ—
પાપી પુરો હું પ્રગટીયો આ અવની મોઝાર,
નામ એક પળ પણ નવ લીધું, અરે ઓ જગદાધારરે. હું નમું.
કપટ કુછંદનો ભારો બાંધી લીધો મેં મુજ શીર,
સોનું જાણી હું લલચાયો નીકળ્યું કર્મ કથીર—હું નમું.
શરણે આવ્યો તાયરે ઊગારી લે તું આજ,
અરજી મારી એટલી છે કૃપા કરો આવાર—હું નમું.

**મારાઓ**—લે, હવે અરજી કરજે ( ફાંસો સજ્જડ કરે છે ને લંપટલાલ હાથ પગ હલાવતો તરફડતો જીવ ત્યાગ કરે છે. )

---

# અંક બીજો.

## પ્રવેશ પહેલો.

### સ્થળ-પાટણમાં રાજમહેલ.

**જેમલ—** ૨૯

ફરવો કોણ ઈલાજ ભાઈઓ જેથી જાવે નહિ લાજ,
શીશોદીઆનું નામ ન જાયે પ્રજા સુખી થાયે. ભાઈઓ પ્રજા.
વૃદ્ધ અવસ્થા થઇ છે મારી નથી કાંઇ સંતાન,
મારી પાછળ કોણ ગાદીએ બેશે તેનું કરો નીવારણ. ભાઇઓ તેનું

મારા શુરવીર સાંમન્તો, મારી વય વૃદ્ધ થઇ છે, ઇશ્વરે એક પણ સંતાન આપ્યું નથી તો મારી પૂઠે ગાદીપર કોણ બેશશે, તે નક્કી નરો. રણધીરો, અદ્યાપી સુધી અજનમેજય ઉમાપતીએ આવો વખત આણ્યો નહોતો. હાલ સમયને અનુસરી પહેલો ઠરાવ કરો કે મારી પછી ગાદીનો વારસ કોણ?

**ભયાતો—** ૩૦

નવ ચિન્તા કરો તમે કાંઇ (૨)
નારાયણ કરશે સારૂ [૨] નવ.
પહેલો આવે પ્રાતઃકાળે દીલી દરવાજે,
લેશ નહિ લવલેશ સ્વામી તે તખ્તે બીરાજે. નવ.
બંદોબસ્ત સારો રાખીને કરીએ કામ વિચારી,
આશા સૌની મનની પુરે શંકર ત્રીપુરારી. નવ.

**જેમલ**—શાબાસ છે. મારા ટેકી શીસોદીઆ, આપણો ટેક પ્રભુ રાખે છે ને રાખશે, પણ અરે! તે માણસ કોઇ નીચ હોય

તો જે સુરવીરો દુશ્મનોને મરતાં પણ માથુ નમાવતા નથી, રણમાં પણ કદી પાછી ડગ ભરતા નથી, તે એને માંથુ નમાવે, એ કેવું અઘટીત થાય. મારા શાણા સરદારો ભલે તેમ યથા રૂચી કરો, અને મારી એવીજ આશીસ છે કે પ્રભુ તમને યસ આપો.

**ભયાતો**—મહારાજા ધીરાજ, તમારે તેની કંઇ ચીન્તા કરવી નહિ. ઇશ્વર કરશે તે સારૂ કરશેજ. જગદીશ્વર એવી પ્રેરણા કરતો જ હશે. જેને જેવું જોઇએ તેવું સદા આપ્યા જાય છે, માટે મારા ભોળા રાજા ફીકર છોડી દ્યો.

**એક ભયાત**— ૩૧

શુણો વિરો તમે સૌ આજે નથી સીપાઇઓનું ત્યાં કાજે. શુણો.
શીપાઇ સપરા હરામખોરો કરે કપટ તો કરવું શું,
માટે જવું આપણે કોઇએ કરવું તો પછી ડરવું શું. શુણો.
તમે કોઇ ત્યાં નહિ આવો તો જઇશ એકલો હું ત્યાં ભાઇ,
નથી કામ કાંઇ સહેલું એ તો કરવી છે પિતાની સગાઇ. શુણો.

**જેમલ**—સાબાસ! સાબાસ! શુરવીર ક્ષત્રી પુત્ર, તેમજ કરવું જોઇએ પણ તેમ કરતાં પહેલાં મારે એટલુંજ કહેવું છે કે જેવી રીતે મને માન આપોછો તથા મારા દુઃખમાં ભાગ લેવા તૈયાર થાવછો, તેવીજ રીતે તેની સાથે વર્તવા વચન આપો તો ભલે ખુશીથી તમારી ઇચ્છા પ્રમાણે કરો.

**ભયાતો**— ૩૨

માગો વચન શું આપ મહારાજ રાજ અમારી પાસે,
અમારી પાસે અમારી પાસે, માગો શું.
મેરૂ માઝા મુકી ન જાએ, સુર્ય ઉદય કદી પશ્ચીમે થાયે.
પણ નવ જાય, વચન મહારાય કરે પ્રભુ સહાય—શ્રી જગરાય.

**જેમલ**—વાહ............વાહ...........વાહ.........વાહ.

**ભયાતો**—છે વચન.....વચન.........વચન......આ વચન.

**જેમલ**—વાહ ધન્ય...રે ધન્ય...રે ધન્ય...રે ધન્ય ભણો. વાહ ! મારા શુરા સામંતો, જાવો, ત્યારે દેર ન કરો જલદી તમારી મનકામના સિદ્ધ કરો. ( સર્વે જાય છે. )

---

## પ્રવેશ બીજો.

### સ્થળ—પાટણનો દીલ્લી દરવાજો.

**ચંદનશીંહ**—અરે દરવાન ! દરવાજો ઉઘાડ. પ્રાતઃકાળનો સમય થવા આવ્યો છે. પક્ષીઓ મધુર સ્વરથી પ્રભાતને આદરમાન આપે છે, તે સાંભળી પવીત્ર સૌભાગ્ય સુંદરીઓએ સ્નાનાદી પરવારી જળ ભરી ચાકળાના ઘોંઘાટથી નગર ગજાવી મુક્યું છે. તે સાંભળ, ગાયો ભેંશો ગળાના બંધ ખોલાવવા તત્પર હશે તે જો, અરૂણે સુવર્ણ દરવાજો ઉઘાડવાની તૈયારી કરીછે, તો તું કેમ ઉઠતો નથી ! હે મૂઢમત્ત ! દેવસ્થાનોના ઘંટના નાદ સાંભળ, અઘોરી નીદ્રાદેવીને તજી દે ને પરમાત્માને સંભાળ, બગ ને ઠગ જળાશય જવા વિચાર કરેછે તે જો. અરે ! કુકડાઓ બોલતા તું નથી સાંભળતો ?

**દરવાન**—(ઉઠેછે) અરે માણુસ ! વધારે ન બોલ, તું આળખેછે ! આ તો નોય સોલંકી પણ સીસોદીયાનું રાજ્ય છે વધારે બોલીશ તો તારી જીભ કાપી નાંખીશ. કુંચીઓ દરબારમાં ગઇ છે હવે માત્ર રાત્રી એક કલાક છે. જરાવાર સુધ રહે પછી દરવાજો ખુલશે.

**ચંદનસીંહ**—હા, કુંચીઓ દરબારમાં ગઇ હશે એ વાત ખ-

રી. ઠીક છે. હાલ તો બેસું. (બેસેછે બાદ થોડીવારે દરવાજો ઉઘડે-છે.) ચાલ-દરવાજો ખુલ્યો જઇ જોઉં કેવો રાજા ને કેવી પ્રજા છે.

**સીપાઇઓ**—અરે એ જુવાન, એમ મીજાજમાં ક્યાં જાય છે! આમ આવ.

**ચદનસીંહ**— ૩૩

ચુપ ચુપ કરે શું ગદ્ધા લવારી, જાણી તારી મેં સરદારી. ચુપ.
ક્ષત્રીબચ્યા કદી નહી ડરીયે, ભલે તણાઇએ જો ભર દરીયે;
ટેક મુકી નહિ હમે નમીએ, તારા જેવાને મારીને મરીએ. ચુપ.
જોવા હોય તો આવ દેખાડું, હાથ મારા તને ચખાડું;
ઝટ જમપુરી તને પોંચાડું, જો ચોસરની રમત રમાડું. ચુપ.

**ભયાત**—આહા પ્રભુ ધન્ય છે તને! સીસોદીઆનું નાક તેં રાખી ક્ષત્રીપુત્ર મોકલ્યો. વાહ! વાહ! કૃપાનાથ તારી અકળગતી છે. (પુછેછે) અરે કુમાર, આપ ક્યાંથી આવ્યા, ક્યાં જાવછો, આપનાં માબાપ કોણ?

**ચંદનસીંહ**—આપ વૃદ્ધ છો ને જ્યારે પુછોછો ત્યારે કહું, પણ આપ જાતના કોણ છો તે પહેલાં કહો પછી કહું. મુસલમાન તો નથી ને!

**ભયાત**—ભાઇ, દાઢી ઉપરથી મુસલમાન નહી ધારતા. પણ હું તો એક સીસોદીઓ રજપુત છું, અને આ રાજનો ભયાત છું હવે કહો ચારૂ! આપની શી હકીકત છે.

**ચંદનસીંહ**—હું ક્ષત્રીપુત્ર છું. મારૂં નામ હાકોર છે. મારા બાપ શ્રી જગકર્તા છે, અને માતુ પૃથ્વી છે. એ સીવાય મારૂં બીજું કાંઇ નથી. (મારા પ્રીય વાંચકો આજથી આપણા શુરવીર ક્ષ-

ત્રીપુત્ર ચંદનસીંહનું નામ બદલાયું ને ઠાકોર થયું તો તે વાત ધ્યા-નમાં લઇ ઠાકોરના નામે ઓળખશો).

**ભયાતો**—સાબાસ ! ઉમર તો નાની છે પણ ચતુર જણાય છે. (હશે ગમે તેમ હોય પણ ક્ષત્રીપુત્ર છે) (વધારે તપાસ આગળ-પર કરીશું) કુમાર. ચાલો, રાજાની પાસે પધારો, તમારૂં કાંઇ કામ છે.

**ઠાકોર**—અરે ! રાજા પાસે? રાજાને હું ઓળખતો પણ નથી તે મને કેમ બોલાવેછે? પણ નક્કી કાંઇ કપટ હોવું જોઇએ? શું, આ નય ઠગારાનું છે? અરે ગમે તેમ હોય પણ શું, ક્ષત્રીબચ્ચાએ ડરવું નહિ જોઇએ. ચાલો આવુંછું. (જાયછે).

## પ્રવેશ ત્રીજો.

### સ્થળ-કચેરી.

**જેમલ**—મારા શાણા સામન્તો દરવાજામાં પહેલવહેલો કોણે પ્રવેશ કર્યો !

**ભયાતો**—રાજાધીરાજ, આ ક્ષત્રીપુત્રે.

**જેમલ**—વાહ ! મારૂં ધન્યભાગ્ય ને તેની સાથે તમારૂં સુભા-ગ્ય કે તમને તમારા ટેક પ્રમાણે પ્રભુએ ક્ષત્રીપુત્ર આપ્યો. હે ! પ્રભુ ધન્ય છે ! અરે ! ક્ષત્રીપુત્ર, હું તને આ રાજપાટ સઘળું સોંપુંછું ને તું ગાદીપર બેસ અને તારી પાસે બેઠેલા તમામ મારા ભયાતો, પ-ટાવતો, વિગેરેની સંભાળ લેજે, તેમની કીર્તી વધારજે, અને આ ભૂમીનું રક્ષણ કરજે, એટલીજ મારી ઇચ્છા છે.

**ઠાકોર**—આ શું વદોછો. ઉતાવળા ના થાઓ. હાલ તમને પુત્ર નથી તો ધીરજ રાખો; ધીરજનાં ફળ મીઠાં છે. ઇશ્વરનું સ્મર-

ણુ કરો; દાનત સાબુત રાખો તો પ્રભુ વાર કરશે.

**જેમલ**—ધન્ય છે તારી અક્કલને હવે મારે તુજ પુત્ર ને તુજ ગાદીએ બેશ. હું ધારતો નથી કે તારા કરતાં વધારે સારો પુત્ર જન્મે ને રાજ્ય કરે માટે આજે પ્રભુએ તને મોકલ્યો તો સુખે રાજ કર.

**ઠાકોર**— ૩૪

માારૂં ભાગ્ય કરે શું કાજ આજ હું પામુછું રાજ;
તેં ગુમાવ્યું તેં અપાવ્યું નસીબ તને છે શાબાશ. મારૂં.
વળી સીસે.દીઆ રજપુતોની ઉપર ચલાવીશ રાજ;
ખરૂં ક્ષત્રીવટ સાચવીને વધારૂં એમની લાજ. મારૂં.

(બાદ પોશાક બદલાવી રાજ્યાભીષેક કરેછે.)

**જેમલ**—ગોર મહારાજ, રાજતીલક કરી મુગટ પહેરાવો.

(પહેરાવેછે).

**ગુણકા**—મહારાજ, આ પ્રસંગે મારી નાચ કરવાની ઇચ્છા છે તો આપ હુકમ કરશો.

**ગુણીકા**—(નાચેછે).

**ગુણીકા**— ૩૫

ઓ સુંદર સુરત વાલારે કહાં દીલ દેકે ચલા,
ઓ રસીક રસીલા પ્યારારે કહાં દીલ દેકે ચલા,
કહાં દીલ દેકે ચલા, સુનો તો સોભલા. ઓ રસીક.
પ્રીતમ પ્રીતસે બાંધી તે તરછોડી શીદ જાય,
જેમ જલ વાખુટી માછલી તેમ જીવ મારો જાય. ઓ રશીક.

**ઠાકોર**—વાહ, ઠીક ગાયું. એને કાંઇ ઇનામ આપી વીદાય કરો.

( ગુણીકા જાય છે. )

જેમલ—　　　　　　　૩૬

શાણા સુરવીરો મારૂ કહેલું કાને ધરજો,
જાણી પુત્ર મુજ એને રાજા તમે ગણજો;
દેશે સાંતી સુખ યશ તમને સદા,
દુભાવશે નહિ શાણો કોઇને કદા;
ચીંત્તા ..ઉરે...ધરીને...દુઃખો...હરીને.
જાળવશે ક્ષત્રીવટ જદા.　　　　　　શાણા.

ભયાતો—યથાર્થ છે. મહારાજા ધીરાજ, ઇશ્વર સૌની મનકામના સીદ્ધ કરે. એટલું અમે માગીએ છીએ.

( બાદ સભા વીસર્જન થાય છે. )

## પ્રવેશ ૪ થો.

### સ્થળ-સેનાપતિની હવેલી.

જસરાજ—આહા પ્રભુ! આટલા દીવસથી રખડું છું કંઇ મીત્રનો પત્તોજ લાગ્યો નહિ.

૩૭

વાહલા મીત્ર ચંદનસીંહ કુમાર ગયા કયાં છોડી મુને,
થાકયો ખોળી ખોળીને હુંય મીત્ર દર્શન દ્યો તમે;
કરો વીયોગીનો તો વિચાર બાઇ મનમાં જરા,
આમ છેક વિસારો શું આપ ગુણીયલ બંધુ માહરા.
કર્યું કાળજુ કઠણ કેમ કનકદેવડી તમે,
હાય ભેટયાં હશો જ્યાં જઇ વિસારી દીધો મુને;

મગીતું હવે ક્યાં જઈ મુજ મીત દીલોજાનને,
પામુ કદાપરે અતીસે સુખ કહો ભાઈ કોઈ સુને.

**સેનાપતી**--અરે છોકરા, તું કોણ છે? અહિં કેમ ઉભો છે! શું નોકર ઓકર રહેવું છે? તું કોઈ સારા માણસનું સંતાન દેખાય છે, પણ દુઃખી હોય એમ લાગે છે.

**જસરાજ**—(ઠીક થયું! હવે એ કોણ છે તે તો તપાસ કરૂં.) આપ કોણ છો? મને નોકર રાખશો!

**સેનાપતિ**—હું આ નગ્રમાં સેનાપતિછું. હું રજપુત શીવાય બીજાઓને નોકર રાખતો નથી.

**જસરાજ**—મહેરબાન સાહેબ, હું જાતે ક્ષત્રીપુત્રછું પણ દુઃખી થયોછું તેથી હાલ આપને કદી અયોગ્ય ભાસતું હશે, પણ આપ નોકર તરીકે કબુલ રાખો. પ્રસંગોપાત આપને માલુમ પડશે.

**સેનાપતિ**—તું કેવી નોકરી કરીશ!

**જસરાજ**— ૩૮

આપની ઉઠાવું સાહેબ અદલ હુંતો નોકરી,
ફીકર પરહરી ખુબ ઉમંગ ધરી. આપની.
જો હું સેનાપતિ થાઉ સૌની આગળ હું જાઉ,
એક પલકમાં પાછો આવું શત્રુને સંહારી. આપની.
રાજગાદીપર બેસાડે જો ગણી મને કુમાર,
ઇનસાફ કરતાં મનમાં મારા ડર નહિ તલભાર.
સાહેબ આપની ઉઠાવું આજે અદલ નોકરી.

**સેનાપતિ**—સાબાશ, સાબાશ. પણ આજથી હું તને ૪૫ રૂપીઆનો દરમાયો આપીશ, કેમ, રહેવું છે.

**જસરાજ**—મહેરબાન સાહેબ, માત્ર કહેવાનું એટલુંજ કે પાંચ દશ વધારો તો સારૂં.

**સેનાપતિ**—ઠીક છે ! આગળ ઉપર જોઈશું. લે જા આ ચીઠ્ઠી કુમારશ્રીને આપી આવ એમાં તારી ચાતુરી જોઉછું. પછી ચીઠ્ઠી આપી પાછો અહિં આવજે હો ! ( જાય છે. )

( બાદ સેનાપતિ ઉઠીને જાય છે. )

**જસરાજ**—( પાછો આવી ) હે ! જગનાયક ! એ કુમાર તો ચંદનસિંહ જેવોજ છે જાણે એજ ! એતો નહિ હોય ! મેં મુખે પુછ્યું પણ નહિ. હશે જોઈશું.

**સેનાપતિ**—(આવે છે.) કેમ આવ્યો ? ચાલ ત્યારે મારી સાથે.

**જસરાજ**—જેવો હુકમ. ( બન્ને જાય છે. )

## પ્રવેશ ૫ મો.

### સ્થળ-જેમલની કચેરી.

**સિપાઈ**—મહારાજા, ચીતોડથી એક બ્રાહ્મણ આવેલ છે તે આવવા માગે છે.

**જેમલ**—ભલે આવવા દો.

**ગંગાસંકર**—( આશીર્વાદ આપતો પ્રવેશ કરે છે. )

**જેમલ**—પધારો મહારાજ ( આસન આપે છે. ( બેસે છે ) મહારાજ આપનું ક્યાંથી ને કેમ આવવું થયું ?

**ગંગાસંકર**— ૩૯

સુંદરગઢ ચીતોડમાંહી વસે છે રણસૂર જે રાઠોડો,
પુત્રી એક અનોપમ થઇ છે જેનો જગમાં નથી જોડો.

વેવીશાળ વીશાળ કરવા શ્રીફળ સહીત આવ્યો છું.
સ્વીકારી ખુશી કરો આશા મુને છે બહુ.

**જેમલ**—( હાસ્ય કરી દાઢી પકડી ) હા ! હા ! આ બુઢ્ઢાને તે વળી આવી નારી હોય કે ! બેસો હમણાં મારો કુમાર આવે છે, તેના હાથમાં શ્રીફળ આપજો, મહારાજ.

સિપાઇ, કુમારને બોલાવો. ( બોલાવી લાવે છે. )

**વિદુષક**—રાજાએ ખેલ બગાડ્યો; હાનત ભ્રષ્ટ થઈ. ( ચંદનસીંહ આવે છે ) કુંવરજી, ઊભા રહો ! હાલ હું કહું તે સાંભળો, પછી જાવો.

**ઠાકોર**—શું કહે છે ? તું તો અમથો ગાંડીયા જેવો. સમજે નહિ ને સરખો ભાગ માગે.

**વિદુષક**— ૪૦

ચીતોડગઢથી બ્રાહ્મણ આવ્યો શ્રીફળ રૂપિયો સાથે લાવ્યો,
આવી સભામાં ઉભો જ્યારે તમ પિતાએ પુછ્યું ત્યારે,
વેવીશાળની કીધી જ્યાં વાત રાજાજીએ કીધો ઉત્પાત,
હાસ્ય કરી વરવા વિચાર્યું શરમાઇ નામ તમારૂં ધાર્યું;
વરો તમો જો એ કન્યા માતુ વરી કરશો અન્યા.

મહારાજ, સાચી વાતછે. આ ટુંકામાંજ કહ્યું છે કારણ સમજુ ને સાન ને ગધેડાને ડફણાં.

**ઠાકોર**— વારૂ ! ( કહી આગળ જાયછે ) પિતાજી, અભીવંદન કરૂંછું. શો હુકમ છે ! ફરમાવો.

**રાજા**—આ બ્રાહ્મણ ચીતોડથી શ્રીફળ લઇ વેવીશાળ માટે આવ્યો છે તો તે ગ્રહણ કર.

ઠાકોર—નહિ ! નહિ ! પિતાશ્રી એતો આપની થઇ ચુકી છે. હવે એ મારે માતુશ્રી બરોબર છે. માટે એમ બોલી દોષમાન કરો નહિ.

રાજા—પુત્ર, એ શું બોલે છે? મેં તો સહેજ મશ્કરી કરી તેમાં શું ?

ઠાકોર—પિતાશ્રી આકાશ ને પાતાળ એક થાય, દુનીયાં રસાતાળ થાય, સમુદ્ર હદ છોડી જાય, ગીરી ડગી જાય, સુર્ય ચંદ્ર તેજ છોડી ચાલ્યા જાય પણ એવું કદી બનવાનું નથી. એ નક્કી સમજજો. પિતાશ્રી આપ સુખે લગ્ન કરો.

રાજા—અરેરે ! પુત્રે તો કેર કર્યો. હવે એ બનવું મુસ્કેલ, તેમ બ્રાહ્મણ પણ પાછો કઢાય નહિ. માટે મારે લીધા શીવાય છુટકો નથી. અરે કુમાર તું કંઇ માન. તું કંઇ વીચાર કર.

ઠાકોર—પીતાશ્રી કદી તેમ થવાનું નથી. તારાઓ કોઇ દીવસ ચળે, ચંદ્ર સુર્ય પણ ચળ્યા કોઇ દીવસ સાંભળીએ, વળી ભૂમી પણ કદાપી ચળે પણ સત્ પુરૂષનું વાકય કદી પણ ચળતું નથી તેવીજ રીતે આ ક્ષત્રી પુત્રનું વચન અચળ સમજજો.

રાજા—પુત્ર, એક સરત કબુલ કર. કારણ એ રાઠોડાણી છે ને પુત્ર થશે તો તને ગાદીએ બેસવા નહિ દે. ને તારે પહેલા દરજ્જાનો પટાવત થઇ રહેવું પડશે. કેમ શી મરજી છે ?

ઠાકોર—પહેલા દરજ્જાનો તો શું પણ એક જાગીરદાર તરીકે રહીશ. માટે તમે ખુશીથી લગ્ન કરો. અને આજથીજ હું ગાદીપર નહિ બેસતાં પહેલા દરજ્જાના અમીરની ખુરશી ઉપર જઇ બેસું છું. (બેસે છે).

**રાજા**—માહારાજ લાવો ત્યારે. (લઇ બ્રાહ્મણ વીદાય કરે છે). ( સઘળા તરફ નજર કરીને ) હવે દીવસ પાસે આવ્યો છે જાવો અને તમામ સામગ્રી તૈયાર કરો. (સર્વ ઉઠી જાય છે).

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ-જંગલ.

**સેનાપતી**—હા, હા. આ હરણો ઉપરા ઉપરી દોડાદોડ કરી રહ્યાં છે. જસરાજ તું અહિંજ બેસજે. હું હમણાંજ શીકાર કરી આવુંછું. (જાયછે).

**જસરાજ**—હું પણ ક્ષત્રી પુત્ર છું એટલે શીકાર કરવાને કંઇ પણ હરકત નથી. શીકાર પાસે આવેલો છે, તો શામાટે ચુકવું જોઇયે ?

૪૧

ઓ વરૂ, હું મારૂં, ન વીસારૂ, ઠાર કરૂ આ વારેરે,
ઠાર કરૂં આ વારેરે (૨]
ઓ જાય, મનમાંય, ખુશી થાય ડરે નહિ જરા કાંય
ભક્ષ કરવા મુને આવેરે (૨)
લે હરામી, જા તું પાપી, આ નકામી દુનીયા છોડી
ઇંદ્રભૂવન માંહીરે (૨) મારેછે.

(વરૂ પડેછે) એટલામાં કનકદેવી ભગવાં પહેરી પુરૂષવેશે આવેછે)

**જસરાજ**—વાહ વાહ પ્રભુ, ઠીક મહેર કરી નહિં તો આ બીચારો સાધુ એ દીશાએથી આવતો હતો તેને મારી નાંખત. કેમ મહારાજ, ક્યાંથી આપનું પધારવું થયું ?

**કનક**—(પાસે આવી) સાબાશ પુત્ર, મને જો તેં ન ઉગાર્યો હોત તો હું આટલે ક્યારનોએ પરમદયાળુ પરમેશ્વરની હજુર દાખલ થઇ ગયો હોત.

**જસરાજ**—(સ્વગત) આ તો કનકદેવી હોય એમ લાગેછે. કેમ કનકદેવડી આ શું! ખરે તમે જાતેજ છો કે! શું દુનીયાથી કંટાળી ગયાં? મારા વ્હાલાને વીસારી દીધો? દુઃખથી કંટાળવું, અને એક વખત જેનો હાથ ઝાલ્યો તેને છોડી દેવો? અરે શરમાળાં, પ્રેમસાંકળનો પાસ પાછો ખેંચવો એ એક ક્ષત્રાણીનો ધર્મ છે?

**કનક**—(સ્વગત) આ વેશ કર્યો તો પણ ઓળખાઇ ગઇ. હે ઇશ્વર, માત્ર જશરાજ ઓળખેછે, કંઇ હરકત નહિં. જશરાજ છે તો શો વાંધો છે? બંધુ, આપનું ધારવું યથાર્થ છે.

**જસરાજ**— ૪૨

મારા સમ જો જરા સરમાવો,
સાચુ કહેતાં શાને અચકાવો;
એની જાણી બંધુ હું તમારો,
આપ ભગવાં અહિંયાં ઉતારો.
કેમ કરવું પડયું આવું કામ,
મને વિસ્તારી કહોને તમામ.

**કનક**— ૪૩

ભગવાં ભાવે મેં પહેર્યાં ભાઈ, જાણી ભગવે ભગવાન વસેછે;
ભગવાં પહેરી ભમી ભવસાગર, ભાળ મળી ના હીરાની. ભગવાં.
ભાન રહ્યું નહિ ભટકયામાં ભાઇ, ભમરી ભમી ભરથાર વીના હું;
ભક્તી કરી ભવ આતો તરવો કે, ભમર વીના નક્કી મરવું. ભગવાં.

૪૪

**જસરાજ**—ગભરાઓ નહિ ગુણીઅલ ગોરી, ગરૂડપતી ગુણ ગાઓરે;
**કનક**—વીરા વીનંતી કરૂં છું તુજને, રતીપતી મુજ મેળાવોરે.
**જસરાજ**—ઉતાવળી નહિ થા તું બ્હેની, હરીહર કરશે સારૂંરે;
**કનક**—મળે નહિ જો મુજ મન હીરો, હવે દેહ નવ ધારૂંરે.

**જસરાજ**—બ્હેની એવું શામાટે કરોછો. પરબ્રહ્મ પરમાત્માએ મહેર કરી પત્તો લગાડયો છે. તો હવે થોડા દીવસમાં તારી ઇચ્છા પુર્ણ થશે.

**કનક**—ભાઇ, ક્યાં છે! મને બતાવો.

**જસરજ**—બેન, ઉતાવળી ના થા ધીમે ધીમે થશે. બેસ હમણાં. આ નગરના સેનાપતીને ત્યાં હું નોકર રહ્યો છું, તે શીકારે ગયા છે, એ આવે એટલે જઇએ. (આવેછે).

**સેનાપતિ**—કેમ જશરાજ બેઠો છે કે! આખરે આ એક હરણ આવ્યું પણ રસ્તામાં પેલું વરૂ કોણે માર્યુ વારૂ!

**જસરાજ**—મહારાજ, આપના સેવકે.

**સેનાપતિ**—હેં તેં! શાબાશ, ધન્ય છે તને? પણ ભાઇ હવે, ક્ષુધા અને તૃષા બન્ને પીડેછે. કેમ ઘર તરફ જઇશું. પણ આ કોણ છે?

**જસરાજ**—મહેરબાન, એ મારી બેની છે. મને વાર થઇ તેથી તે બોલાવવા આવી છે.

**સેનાપતિ**—ગાંડી શીકારમાં વાર પણ થાય હવેથી એવું કરતી ના, હો. (જાયછે.)

# પ્રવેશ ૭ મો

## સ્થળ-હમીરનો મહેલ.

**હમીર**—પીતાશ્રીએ ધરમપુર વેવીશાળ મોકલ્યું. પરણાવવાની હા કહી, બાદ કુંવરીને નસાડી મુકી અને વળી તેને ખોળવા માણુસો મોકલ્યાં પણ હજુ કંઇ ખબર આવી નહિ.

**સીપાઈ**—મહારાજા, દલપતરામ પેલા શ્રીગોડ બ્રાહ્મણ જે આપણા ગામમાં રહેછે તે અંદર આવવા માગેછે. (આવવા દો.)

**હમીર**— ૪૫

ગઈ નાર અરે કયાં નાસી, મુજ લોહી તણી એ પ્યાસી;
મળશે કે નહિ એ મુજને, ઓ નશીબ કહુ શું તુજને.

અરે પ્રાણપ્યારી ઓ મારી, આવી ભેટો આ વારી;
લલના લોને સ્વીકારી, અરજી મારી આ વારી.

**દલપતરામ**—રાજાધીરાજ, અભીવંદન કરૂંછું.

**હમીર**—કેમ રાંડના દલપા, કંઇ શુભ સમાચાર લાવ્યો કે કાળુ મોં લઇ પાછો આવ્યો.

**દલપતરામ**—(આ જન્મમાં જુતીયાં મળેછે જોયું) હા મહારાજ.

**હમીર**- લાવ ત્યારે અંદર બોલાવ ને ? બહાર કેમ ઉભી રાખીછે ? સહન મદનની અગન મારા શરીરમાં રોમ રોમ વ્યાપી રહી છે. તે એ છબીલીની છાયાથી શાન્ત થશે. બોલાવ ! બસ, મારી દીલોજાનને ભેટી આનંદ કરૂં.

**દલપત**—મહારાજાધીરાજ, એ લાલસીંહ ચોહાણના ચંદનસીંહ સાથે પરણી છે, ને તે ચંદન પાટણમાં હાલ ઠાકોર નામ ધરાવી રાજય કરે છે. હવે જો સત્તા હોય તો લઇ આવો.

**હમીર**—અલ્યાં બ્રાહ્મણ પૈસા માટે જુઠું તો નથી કહેતો.

**દલપતરામ**—નાના મહારાજ, લગારે લગાર સાચું.

**હમીર**—સીપાઇ એને કોઠારી પાસેથી રૂ. ૫૦૦) અપાવો!

**દલપત**—કલ્યાંણ થાઓ (જાય છે).

**હમીર**—હા-દુષ્ટ ચંદનસીંહ તું મારી થઇ ચુકેલી સ્ત્રીને રાખનાર! ઠીક તને જોઉછું. અરે ક્રોધ તું તારા પુત્ર વેરને જલ્દી મોકલ અને એટલી ભલામણ કરજે કે જ્યાંસુધી આ દેહમાં પ્રાણ છે ત્યાંસુધી તે આજ છાતીમાં વાસો કરે. અરે ભીંતને આપણે મારીએ છીએ તો તે આપણને સામી એટલાજ જોરથી મારે છે. તે નીર્જીવ પદાર્થ છે તોપણ વેર લેછે. તો હું તો જીવતો માણસ છું. અને વળી રાજકુમાર. મારામાં ઘણી સત્તા છે. તો વેર કેમ ના લઉ? નહિ! નહિ! લઇશજ.

**સીપાઇ**—કુંવરજી આપના દોસ્ત હીરાશંકર આવેછે. (આવવા દો)

**હમીર**—આવો હીરાભાઇ મારૂ અંતઃકરણ ફાટી જાય છે. અરે રે! હું એને ક્યારે આલીંગન દઇ, એના ગુલાબી ગાલનું ચુંબન કરી, આનંદથી ઉભરઈ જઇ, મન માની મોજ ઉડાવીશ.

**હીરો**—ભાઇ, એ વાત તો હવે કરશોજ નહિ. એ હાથમાં આવવી ઘણીજ મુશ્કેલ કારણ એને જીતી શકાય તેમ પણ નથી તો તે વાત તો હવે જવાજ દીયો. એ નહિ તો બીજી એનાથી સરસ લાવી આપું. ને વગર મેહનતે લગ્ન થાય માટે મારૂ માનો તો એ વાતજ વીસારી દીયો.

**હમીર**—ભાઇ, ગમે તેમ હોય પણ એક વખત વેર લેવું. પછી છોડી દઇએ, પણ તું કાંઇ યુકતી બતાવે તો ઠીક.

**હીરો**—ભાઇ એ તો હાલ પેલા દરજાનો પટાવાન છે. એનો ભાઇ ગાદીપર છે. તેતો નામનોજ છે, માટે તમે એના ભાઇના મામાને મળો. ને ઉધુચતું સમજાવી ત્યાંથી કઢાવી મુકાવો એટલે વેર વળ્યું. વધારે શું જોઇએ છીએ.

**હમીર**—શાબાસ દોસ્ત, ઠીક યુક્તી બતાવી. હાલ હું જઉંછું ને ઉંધું ચતુ સમજાવી એને કઢાવુંજ.

૪૬

**હીરો**—મીત્ર માગુ રજા આપ પાસે, જલદી જાઉ હું મુજ આવાસે.
**હમીર**—જોજો વાત ભુલી નવ જાઓ, ગમે તેમ કરો એને લાવો.
**હીરો**—કોણ માથાકુટ કરે એવી, નહિ આપળે પઇ લેવી દેવી;
**હમીર**—મારા સમજો ભૂલી જાએ લાવ પ્યારી રૂપાળીને આંહે.
(કંઠી હાર આપે છે).
**હીરો**—ઠીક ઠીક તમે વહેલા વળજો, આવી પ્રાણ પ્રીયાનેરે મળજો.
(જાય છે.)

# પ્રવેશ આઠમો.

## સ્થળ-ચીતોડમાં રણમલનો પ્રવેશ.

**રણમલ**—ભાઇ સમરસીંહ આપણો ભાણેજ ગાદીએ બેઠો છે, પણ બધો કારભાર તો ઠાકોર કરે છે. આપણી કંઇ દાળ ગળતી નથી.

**સીપાઇ**—રાજાજી, વીજયસીંહ સુત હમીરસીંહ આવવા માગેછે.

**રણમલ**—ભલે આવે. આવવા દો. (આવી બેસેછે) વાહ ભાઇ, આજ તો હમારાં ઘર પાવન થયાં. શી નવા જુની છે ?

**હમીર**—શું ! કંઇ કહેવા જેવુંજ નથી. તમારા ભાણેજને

માટે મેં એક કન્યા સોધી કહાડી હતી, તેને ઠાકોર બળાત્કારે પ- રણી ગયો, આટલુંજ નહીં પણ જ્યારે મેં આપની દહેસત દેખાડી ત્યારે તમને ઘણાજ તીરસ્કાર કર્યા અને કહ્યું કે એના જેવા સાતસેં રણમલ આવે તો પણ શું ? માટે આપને કહેવા આવ્યો છું કે એક તો તમારા ભાણેજની કન્યા લીધી ને બીજું તમારૂં અપમાન કરી તીરસ્કાર કર્યો માટે વેર લેવું હોય તો લેજો. આપણે તો આ ચાલ્યો.

**રણમલ**—ભાઇ, ઠીક થયું તે આપે અત્રે પધારી અમને વા- કેફગાર કર્યા. ઠીક છે, એની ખબર લઉછું. આપ ભલે સીધાવું હોય તો સીધાવો.

**સમરસીંહ**—ભાઇ, કપટ રચીએ તો પાર પડીએ. કારણ ઠા- કોર કામેલ છે માટે ઘણોજ સંભાળથી કામ કરવું પડશે.

**રણમલ**—અલ્યા, હું રણમલ, મારૂ નામ સાંભળી ધરતી ધ્રુજે. ગર્ભવંતીના ગર્ભ તુટી પડે છે, તેને તું એ કહેનાર કોણ ?

**રણમલ**— ૪૭

બાજી કપટની રચીએરે, રાખીએ નહિ કંઇ મણા;
ઉંધુ માતું સીખવવુંરે, એનને જઇ હમણાં.
જઇ સમજાવું, હાલ કઢાવું, ખુબ સતાવું,
ત્યારે આવું, લાગ ફાવે તો રાજ પચાવું. બાજી

**સમરસીંહ**—શાબાશ છે, એમજ થવું જોઇએ. અરે હીચ- કારા ઠાકોર, તને ખબર નથી કે આ સમરસીંહની સમશેર તારૂંજ લોહી કોઈ દીવસ પીવાની હતી, હવે તેં તારે હાથેજ તૈયારી કરી છે. તો જોઇ લેજે. ભાઈ રણમલ, ચાલો આપણે બન્ને એનને સ-

મળાવીએ અને ગમેતેમ કરી એને કઢાવીએ.

**રણમલ**—ભાઇ, હુતો હાલ જઇશ. ચાલ તું આવેછે ? ચાલો ઠીક પડશે, વાર કરવાનું કામ નથી. ત્વરાથી કરવું પડશે માટે ચાલો.

**સમરસીંહ**—જાવો વીરા આપતાં આવુંછું હુ હાલ,
અશ્વ બે તૈયાર કરો, જીતી થાઓ ન્યાલ.

**રણમલ**—ઘોડા વિગેરે તૈયાર છે, માટે ચાલો એકદમ જઇને પાપીને પાર કરીએ, અને આપણી મનકામના પૂર્ણ કરીએ.

( જાય છે. )

---

# પ્રવેશ નવમો.

## સ્થળ-અમરચંદનું ઘર.

**ટેલીઓ**--બ્રાહ્મણનો આસીરવાદ બા; બ્રાહ્મણને કંઇ આપશો કે ?

**અમરચંદ**—કેમ, શેઠાણીનો મીજાજ ઠેકાણે જણાતો નથી કંઈ.

**વીજળી**—આ પીટયો, મરતો નથી આગ ઉઠો વારી શેઠાઇમાં.

( કડાકા ફોડે છે. )

**અમરચંદ**- પ્રીયા, વાહ, વાહ, માડી વાલી કેવી બલા લેછે ? તારા જેવી બાઇડી તો મને મારા સાતે ભવમાં મડી નથી ને મડવાની પણ નથી.

**વીજલી**—પીટયો, મનસુખાયો, પણ બાયલો નીકળ્યો. વહુનું નામ તો રૂપાળી, ને લક્ષણ તો કાળાં કોયલા જેવાં. રાંડ બોડકી હાહરાને હમજાવીને ખુશી ખુશી રાખેછે, એટલે પીટયો મારી શું કરવા ગરજ રાખે ? હાય, હાય, મુઓ, આ માંટી મને કયાંથી મળ્યો.

(રૂવેછે.)

**અમરચંદ**—સત્યાનાશ ગયું ! શું થયું ! શું થયું ! ઓય, માડી રસીલી દીલદાર, તમે અકળામણ શું કરવા કડોછો ? પરમેશ્વરે ધાર્યું હોય એમ થાય છે.

**વીજળી**—જાની જાની, તારૂં મોઢું બાળ પીટયા. તારે મારૂં શું કામ છે ? હું રોજ કાલાવાલા કરૂંછું પણ માનતો નથી મર હવે તારે ફાવે ત્યાં જા.

**અમરચંદ**— જા, જા, લુચ્ચી ગધેડી લબાડ,
તારૂ કાળુ મોં નહિ તું દેખાડ;
લે રાંડ લુચ્ચી આ એક મુકી (મારેછે).

**દેસીઓ**—આતો બધુ બગડેલું વાજુ છે. ચાલને બીજે કંઇ જઇશું તો શેર અનાજ લાવીશું. ઉભા રહે કંઇ નહિ વળે. ( જાયછે. )

**રૂપાળી**—સસરાજી, આ શું કરોછો ? જવા દો, જવાદો, મારા સમ જવા દો. (વચ્ચે પડેછે).

**અમરચંદ**—ભઇસાબ, તમે કોરે ખસોને. ખસો, ખસો, એ રાંડને મારવા દો. ઠેઠ મારી નાંખું (દોડેછે).

**રૂપાળી**—સસરાજી, મારી નાંખશો તો પછી શું કરશો ?

**અમરચંદ**—આપડે શું કામ છે ? તું કેવી કમલના ફૂલ જેવી ફાંકડી છુંની.

**વીજલી**— ૪૮

તારો એલે ગયો અવતાર, ધીક જન્મારોરે,
પુત્ર વહુ જોઇ ખુશી થાય, પ્રભુ એને મારોરે;
પીટયા પડીશ નર્ક મોઝાર, નથી તરનારોરે,
રાંડ આવી કુલટા કુટેલ, બગાડયો સ્વામી મારોરે.

**રૂપાળી**—રાંડ, રાંડ શેની કહેછે? છીનાળ! એક દીકરો ને એક વહુ એનાપર આટલી બધી ફાટેછે શું!

જુઓ સસરાજી, કંઇ કહેવું હોય તો કહો, હોં, મારોને, એ તો એજ દાવની છે. (મારેછે),

**વીજળી**—હાય! હાયરે! ઓ મનસુખીઆ, તું કંઇ મરી ગયોરે! (આવેછે).

**મનસુખીઓ**—બાપા, બાપા, કેમ તમારી વહુને મારોછો? જવા ડો. જવા ડો.

**અમરચંદ**—જા, જા, માડા હાડા મઉ. આપડી વહુને તાડી મા ગાલો દેછે. જો હાંભળ. ખસને, મારવા દે. (મારેછે).

**મનસુખ**—(રૂપાળી તરફ જોઇને) આ રાંડ બધું કરાવતી હશે. (એમ કહી મારવા દોડેછે) તેથી અમરચંદ વચ્ચે પડવા જાય છે. તે દરમ્યાન વીજળી નાશી જાયછે. અમરચંદ પાછળ જાય છે.

૪૯

**રૂપાળી**—હટ અહિંથી હીજડા, મારવા તું આવે કોને;
**મનસુખ**—બોલતાં શીખી રાંડ, બોલવા તું દે મુને.
**રૂપાળી**—હાય પીટ્યા બાયલા, લઉ તારાં છાજીઆં;
**મનસુખ**—બોલ રાંડ બોડકી, જાય છે તું હવે ક્યાં?
(મારેછે મારતાં મારતાં જતાં રહેછે).

---

## પ્રવેશ દશમો.

### સ્થળ—કોમલમેરનો રણવાસ.

**રાણી**—દાસી, ત્યારની બહાર શું કરતી હતી?

**દાસી**—બાઇસાહેબ, આપના રણમલભાઇ જેવું કોઇ આવતું

હતું, તે જોતી હતી અને મારૂં ધારવું સત્ય ઠર્યું. (આવેછે).

**રાણી**—ક્યાં છે ?

**રણમલ**—કેમ બેન, શી ખબર છે? ભાણો ખુશી છે ને !

**રાણી**—વીરા, તમ દર્શનથી સર્વ સદા સુખીજ છે. આપનો ભાણો દસ વરસનો થયો ત્યારે આજ આવ્યા, એના બાપ હોય તો સર્વે સગું થાય, ભાઇ, જુઓને એની ખબર સરખી પણ લે છો !

**સમરશીંહ**—બ્હેન, આજ એટલાજ માટે આવ્યા છીએ. સાંરેસારૂ ચાલતું હોય, ત્યારે તો હમારે જોયાની કંઇ જરૂર નથી, પણ કંઇ વાંધો ઉઠે ત્યારે ખબર લેવી પડે.

**રાણી**—ભાઈ, એવું શું હતું? સત્વર કહો, શું છે?

**રણમલ**—(ઠીક લાગ આવ્યો છે) ભગીની, હવે કંઇ કહેવા જેવુંજ રહ્યું નથી. શું પૂછોછો. તમને તો લેશમાત્ર ખબર નથી કે ઠાકોર શું કરેછે. જુવોને ત્યાંથી હું આવ્યો પણ તમને ખબર નથી. શાની ખબર હોય, એ તમને કેમ જાણવા દે. બેની, આ મારા ભાણાને ઠાર કરવા ઠાકોરે ઠરાવ કર્યો છે. તે જો, આ હમે ના આવ્યા હોત તો, તમે એનું મોં કદી જુવત નહિ. પણ અમને ખબર મળી કે તુરત પાણી પીવા પણ નહિં રહેતાં ત્વરાથી અત્રે આવ્યા ને ઇશ્વરે સૌ સારાં વાનાં કર્યાં.

**રાણી**—ભાઇ સાચું કહોછો ? એવું ના બને. પછી ઇશ્વર જાણે. રાજ્યલોભ થયો હોય તો થાયે ખરૂં.

**સમરસીંહ**—હમારે શું બ્હેન ! ભાણાની થોડી પાઇ ખાવી છે ! આવું જાણીને કહેવા આવ્યા ત્યારે આમ કહોછો. અમે તો આ ચાલ્યા. ઉઠ ભાઈ ચાલ્ય આપણે ઘેર. (જવા માંડેછે).

**રાણી**—ભાઈ, બરોબર તમારૂં કહેવું સાચું છે. એ કોનો છોકરો ને શી વાત! રાજ માટે કર્યું હશેજ. હાલ એને બોલાવી એકદમ ગામ છોડી જવા હુકમ કરૂંછું. એને કહેતાંવારમાં તો ચાલ્યો જશે એટલે ઠેસ ટળી. અને આપણે પછી કોઈની ચીન્તા રહેશે નહિ. વીરા, સારૂં કર્યું જે તમે આવ્યા. સીપાઇ. કુંવરને બોલાવી લાવો.

(જઇ બોલાવી લાવેછે).

**રણમલ / સમરસીંહ**—બ્હેન એ તો માનવાનોજ નથી. તમે કંઈ પૂછ્યા સીવાય એમજ કહો કે દુષ્ટ, તું તારે રસ્તે જા. મારા નગ્રમાં રહીશ નહિ. હમે અંદર બેઠા છીએ, કારણ એ હમને દેખે તો પાછું હમારે વેર થાય માટે હમે હાલ પણે બેઠા છીએ.

(જાયછે).

**ઠાકોર**—માતુશ્રી, કોઇ દીવસ નહિ ને આજ બોલાવાનું શું કારણ! તમને કોઇએ દુભાવ્યાં હોય તો કહો. બોલનારની જીભ કાપી નાંખુ, આંગળી કરી હોય તો હાથ કલમ કરી નાંખું, દૂષદષ્ટિ કરી હોય તો તેનાં નેત્ર કઢાવી મંગાવું. શું છે?

**રાણી**—ચંડાળ, હવે તું શું મોં લઇ પુછેછે? તારા પેટમાં પાપની આવી તીખી પાળી હતી એ હું નહોતી જાણુતી. પાપી, હવે તુ વધારે નહિં પૂછતાં તાકીદે આ નગ્ર છોડી ચાલ્યો જા. જો ખરો ક્ષત્રીપુત્ર હોઉં તો એકદમ ચાલ્યો જા. દુષ્ટ, હવે તારૂ મોં મને ન બતાવ.

**ઠાકોર**—માતુશ્રી આપ શું વદોછો. હું જઇશ તો આપ સુખી નહિ થાઓ. આપનું મન કેમ ભમ્યું છે? અરે! કોઇ દુષ્ટે ભમાવ્યાં છે, પણ યાદ રાખજો કે તમે પાછળથી પસ્તાશો. અરે! વિચાર કરો, હજુ વખત છે. માતુ, સાહસ ન કરો, ભર્તૃહરીએ વીક્ર-

મને પ્રથમ ધીક્કારી કહાઢી મુકયો, પણ પાછળથી પાપનો ઘડો ફુ- ટયો ત્યારે કેવો પસ્તાયો. માતુ, વિચારો, વિચારો.

**રાણી**—બસ કર, એકદમ ચાલ્યો જા, વધારે ભાંજગડ ના કર. હું હવે તારા જેવા નીમકહરામી અધમનું મોં જોવા ખુશી ન- થી. દુષ્ટ, ચાલ્યો જા.

**ઠાકોર**— ૫૦

વદો વચન શું વગર વિચારે, જુલમ કરો શું માતુ આ;
કપટ રચીને કોઇ કપટીએ, ભમાવ્યા માતુ તમને આ. વદો.
હુંતો હમણાં ચાલ્યો જાઉંછું, યાદ રાખજો તમે વચન;
પસતાશો પુરાં જ્યારે તમે, બોલાવશો પાછાં આ દીન. વદો.
માથાપર પડશે તે જોશો, રાજપાટ સઘળું ખોશો;
માતુ મતી કેમ ફરી તમારી, વાંક વીચાર્યો મારો શો. વદો.

**રાણી**—જા, જા, હવે જાણ્યો તન. નીકળ બાહાર.

**ઠાકોર**—હાય! "સ્ત્રીની બુદ્ધિ પાનીએ," તે ખરીજ વાત છે. હાલ કોઇ દુષ્ટે દગલબાજી કરી મતીહીણ બનાવ્યાં છે. તેથી બીલકુલ સમજતાં નથી પણ યાદ રાખજો, કે તમે દુઃખના દરિયામાં ડુબ્યાં છો. બચવું કઠણ પડશે, અને તમારી તેમ રાજની પાયમા- લી થશે. હજુ વિચાર કરો.

**રાણી**—દાસી, ધકો મારી બહાર કાઢ.

**ઠાકોર**—માતુ, હું તો ચાલ્યો જાઉંછું, પણ યાદ રાખજો કે આજથી તમારી પાયમાલીની શરૂઆત થઇ છે. રાયખેંગારે પવિત્ર દેસળને કાઢી શું સુખ ભોગવ્યું? રાવણે વિભીષણને કાઢી કુળનો સં- હાર કરાવ્યો. હુંતો, આ ચાલ્યો જાઉંછું હવે આજથી આ નગરનું અન

પાણી હરામ બરોબર છે, પણ યાદ રાખજો કે આ ઠાકોર સીવાય તમારો છુટકો નથી. ( જાય છે, )

**રણમલ**—( આવી ) કેમ બહેન, જોયો ? કેવો કઠણ હૃદયનો છે ? લગારે ડરે છે ? એતો જો તમને ન કહ્યું હોતતો થોડા દીવસમાં ભાણાને પણ ઠાર કરત.

**અમરસીંહ**—બેન, હવે હમે રજા લઈશું. તમે સુખેથી રાજ કરો.

**રાણી**—ભાઈ, હવે ક્યાં જાઓ છો ? તમારો ભાણેજ નાનો છે માટે તમે અહિં રહો ને રાજ ચલાવો તો હું મોટો આભાર માનીશ. વીરા, હવે તમારા સીવાય મારો બેલી કોણ ?

**રણમલ**—ના બેન, લોક કહેશે કે એમણે રાજ કરવા ઠાકોરને કઢાવ્યો માટે હમેતો નથી રહેવાના. તમારા હાથે ગમે તેમ નીભાવજો ( છેવટે કેટલી આનાકાનીથી હા કહે છે. )

( રાણી ઉઠી અંદર પુજા કરવા જાય છે. )

**રણમલ**—ઠીક થયું જે ટાઢે પાણીએ ખસ ગઈ. હવે હરકત નથી. બસ, ચેન કરવું એજ હવે આપણે માટે તો બાકી છે ભાણો શું સમજે છે ? જોઉંછુ, એનો પણ ઘાટ ઘડી રાજ નીશ્ચે લેવુંજ. એ નક્કી ઠરાવ. ( જાય છે. )

## પ્રવેશ ૧૧ મો.

### સ્થળ-માંડવગઢ બગીચામાં રાજા.

**ઠાકોર**—અહા, હા ! દીનાનાથ, બગીચો કેવી મજેથી દીપી ઉઠયો છે ? ધન્ય છે તને. અને વળી ગોઠવનાર માળીને કે કેવાં હાર બંધ ફુલ ઝાડ રોપ્યાં છે.

**રાજા**—અરે ! તું કોણ છે ! ક્યાંથી આવ્યો ? સરકારી બગીચો નથી જાણતો ? કેમ અંદર આવ્યો ? બહાર જા, બહાર.

**ઠાકોર**—રાજન, રાજા લોકોને માટેજ છે, તો તો હરકત નહિ, સહજ વિસામો લઇ ચાલ્યા જઇશું—

**રાજા**—( મનમાં ) કોઇ ડાહ્યો અને ગુણીયલ રાજપુત્ર જણાય છે જો નોકર રહેતો સારૂં. શુરવીર પણ દેખાય છે.

**ઠાકોર**— ૫૧

કેવાં ખીલ્યાં બાગનીમાંહ પુષ્પ પરાગો,
ગુણીયલ ગોરીના કંથ ભ્રમર તમે જાગો,
આ ગુલાલ મોગરો ખીલ્યો ચંબેલી ચંપો,
લે જાઇ જુઇનો સ્વાદ ભ્રમર બની બંકો.
વળી વેલ પત્નીસમ બનીકેવી વીંટાઇ,
પ્રભુ કહેતાં આવે નહિ પાર ધન્ય ચતુરાઇ.

**રાજા**—અહાહા ! કેવું સુંદર ગાયન છે. બસ, મોં માગ્યા દામ આપી ગમે તેવી રીતે રાજમાં રાખુંજ.

**ઠાકોર**—રાજન, આ નગરમાં રાજા ને પ્રજા બંનેમાં કોઇ ક્ષત્રીપુત્રને સંઘરે એવું છે ?

**રાજા**—શાણા, કોઇ તો શું પણ હું રાજા છું. કેમ, તહારે રહેવું હોયતો બોલ શો દરમાયો લેઇશ ને શી નોકરી કરશે ?

**ઠાકોર**—રોજના પાંચસો ૫૦૦ સોનૈયા લઉં, કોઇને નમું નહિ, ક્ષત્રી સીવાય બીજાની નોકરી ના કરૂં, તેમ હલકી નોકરી પણ કરવાનો નહિ. મરજી હોય તો હા કહો, નહિ તો ના કહો તો આટલેથીજ પાછા વળીએ, નગ્રમાં શા માટે પેસીએ ?

**રાજા**—ધન્ય છે તારાં માત પીતાને. અરે કુંવર આટલી ન-

ન્હાની ઉમ્મર છે પણ બુદ્ધી તો બુઠ્ઠાની છે. વારૂ, તારૂં નામ શું—

**ઠાકોર**—મારૂં નામ ઠાકોર છે. તમારા રાજમાં જે કામ કોઇથી ના થાય તે મારે કરવું. ખુશી હોય તો હા કહો નહિ તો ના કહો.

**રાજા**—પુત્ર, શાબાશ છે. ચાલો ત્યારે નગ્રમાં, કાલથી તમારા દામ ચઢતા થશે. રોજ કચેરીમાં આવી બેસવું–સમજ્યો ?

**ઠાકોર**—રાજન ! પણ હાલ મારે રહેવા માટે કંઇ સવડ થવી જોઇએ.

**રાજા**—આ નગ્રમાં કનકસાગર તલાવ છે, તેના કીનારે મારો એક મહેલ છે, તેમાં તમામ જાતની ગોઠવણ છે. માટે ત્યાં જાવ અને સુખેથી રહો.

**ઠાકોર**—શું કનકસાગર ! કનક ! ના, ના, એતો મારી હૃદયમણી નહિ, પણ એનાજ જેવું, હૃદયમાં કમળ રાખનાર, કોઇ સુંદર તળાવનું નામ છે. અરે ! સુસીલા, તારૂં નામ આજે પાસે આવ્યું છે અને અજથી તારી સાથેનો સંબંધ ધાડો થશે એવું દેખાય છે, તો હવે ટુંક મુદતે મળી આ વિયોગીની વાંછના પૂર્ણ કર. વ્હાલી, વધારે શું કહું ? ઠીક છે હાલ તો જઉં, આગળ ઉપર શોધ કરીશ. (જાયછે).

## પ્રવેશ ૧૨ મો.

### સ્થળ-જશરાયનું ઘર.

**કનક**—વીરા, તમે આજકાલ કરતાં ઘણી મુદત કાઢી નાંખી. હવે મારાથી નહિં રહેવાય, ચાહે તો મારો હૈયાહાર બતાવો ચાહે તો મરવા દો.

**જસરાય**—બેન, ધીરજ રાખો. ચંદનસીંહને એમ નહિં મ-ળાય. તમે જુઓછો કે અહિં રાજકર્તા પહેલા પટાવત એજ હતા, પણ રાણીને એમના ભાઇએ સમજાવ્યાથી કાઢી મુક્યા છે. તે માં-ડવગઢમાં રહેછે, એમ મને ખબર મળી છે. હુ તપાસમાં હતો કે અહિંઆંથી એ ક્યાં ગયા.

**કનક**—ભાઈ, હવે હું તો ત્યાંજ જઇશ. તમે રજા આપો. તમે મને કહ્યું પણ નહિં. જો કહ્યું હોત તો એ જાત પણ પણ નહિ, ને મારૂં કામ પાર પડત. આટલા દીવસથી સહેજ વા ત પણ ના કરી ?

**જસરાય**—વ્હાલી બેન, ઉતાવળી ન થા. હાલમાં ઉતાવળ કરવાનો વખત નથી, કારણ રણમલ જાણશે કે આપણે ઠાકોરના સંબંધી છીએ, તો એકદમ કેદ કરાવશે, અને મનની સઘળી મ-નમાંજ રહી જશે, માટે ધીરાં થાઓ હું હાલ રાણી પાસે જાઉંછું, અને એમના ગયા બાદ રાજની ઘેરવ્યવસ્થા થઇ છે તે, તમામ કહી ગમે તેમ સમજાવી, ઠાકોરને પાછો બોલાવવા ઠરાવ કરી આ-વુંછું. બેન, ગભરા નહિં. જગદીશ્વર સર્વે સારૂં કરશે.

**કનક**—વીરા, હવે ધીર નથી રહેતી ગમે તેમ કરી માગ હૃદયમણીને મેળવો નહિ તો આ તમારી બેન મરવાનીજ (રૂવેછે).

**માળણ**—કેમ ભાઇ, બેનને કેમ રડાવોછો ? તમે કીલ્લેદાર થયા, પગાર વધ્યો, તો તો બેનને રાજી રાખો, એમ શું કરોછો?

**જસરાય**—માશી, શીસોદીયાના રાઠોડ થયા તો કીલ્લેદાર ર-હ્યા, નહિં તો બીજા માફક આપણે પણ ઘેર બેસવું પડત.

**માળણ**—આજ હું સભામાં ગઇ હતી, તો રણમલને માથે

છત્ર ઢળતાં હતાં ને સીસોદીયાનું રાજમાંથી મુળ કાઢ્યું છે. રાજ પચાવી લેવા ધારે છે. ભાઇ જસરાયજી, ગમે તેમ કરો ને ઠાકોરને પાછા બોલાવો તો પ્રજાનું દુઃખ દુર થાય ને સદા સુખી થાયે.

**જસરાય**—માસી, કીલ્લો મારા હાથમાં છે. જો ઠાકોર આવે તો, અંદર તમામ રાઠોડ પુરી સ્વાધીન કરી દેઉં, ને પછી હુમે બંને મળી કાપી નાખીએ, પણ આવે ક્યાંથી ?

**માળણ**—ભાઇ, ચાલો તમે આવો તો રાણીને સમજાવીએ, ને ઠાકોરને પાછા બોલાવડાવીએ.

**કનક**— ૫૧

માસી મારી મહેર કરીને મોહન મમ મેળાવોને,
સદા સુખી પ્રભુ તમને રાખે અબળા વારે આવોને;
આવી મળશે પ્રીય પ્રીતમ તો ભાઇ દેશે ઇનામ સારૂં,
વળી વધારામાં પણ આપીશ કસબી કોરનો એક સાળુ.

**જસરાય**—માસી, તમે આવો તો આપણે રાણીજી પાંસે જઇએ, અને શીખામણ દઇએ માને તો ઠીક છે.

**કનક**—ભાઇ, જાવો, વાર ન કરો..............(રૂવે છે).

**જસરાય**—બેની, ગભરા ના, આ યુક્તિ જો પેસ નહિં જાય તો હું જાતે માંડવગઢ તને લઇ જઇશ, ને લગ્ન કરાવીશ, કેમ ખુશી ?

**કનક**—વીરા, પણ મારા દીલના દીવાને દુભાવનાર, રાણીને ભમાવનારનું મુળ પહેલું કાઢો તો સારૂં. મને જો તમે રજા આપો તો એ પાપીના કટકા કરી નાંખું, હાય ! તમે મને ઇસાવી.

**માળણ**—સાબાશ, ક્ષત્રીપુત્રી, ધન્ય છે તને કે સંકટ સમયે

પણ વેર લેવા ઇચ્છા રાખેછે. બેન, અમે જઇએ છીએ. તું ગભરાતી નહિં. (જાયછે).

---

## પ્રવેશ ૧૩ મો.

### સ્થળ–રણુવાસ.

**રાણી**—ભાઇએ આવી તમામ શીસોદીયાને નોકરીમાંથી કાઢી મુકયા, અને રાઠોડો રાખ્યા છે. રોજ કેટલીક ફરિયાદ આવેછે, પ્રજા પીડાય છે. અરે! ભાઇની શી મરજી હશે! ઠાકોર કેવું રાજ ચલાવતો હતો! મેં પહેલો વિચાર ન કર્યો ને નાહક કાઢી મુકયો, એનું કહેવું સઘળું મને હવે યાદ આવેછે.

**દાસી**—બાઇ સાહેબ, કીલ્લેદાર સાહેબ જસરાવભાઇ આવેછે અને વેલી માલણ કોણ જાણે આજે બીજીવાર કેમ આવતી હશે?

**રાણી**—આવવા દે. (આવી બેસેછે).

**જસરાય**— માતુશ્રી, હું આપને એક વાત ટુંકામાં કહેવા આવ્યો છું. જો સાંભળશો તો આગળ ઉપર ઠીક પડશે. આજ્ઞા હોય તો કહું, નહિં તો મારે કહેવાની જરૂર નથી.

**રાણી**—ભાઇ, કહો વળી આટલી ફરિયાદ તેમાં તમારી એક વધારે. શું કહો છો!

**જસરાય**— ૫૩

શું ભોળપણે ભોળાઇ માતું કરવા ધાર્યું છે તમે,
તમ બંધું રણુમલ રાજીઓ સૌ પ્રજાને દમે. શું૦
રાજ પચાવી થાશે એ રાજા તમ પુત્રની ખોઇ છે માઝા,
છે નહિં છત્રપતી તમ કુંવર ( ૨ ) આંખ ઉઘાડી જુઓરે. શું૦

**રાણી**—શું કહોછો ! ધન્ય છે તમને, કે તમે રાઠોડ થઇ રાઠોડનું નહિં ખેંચતાં મને ખરૂં છે તે કહેવા આવ્યા. શાબાશ બંધું, તમે આજથી મારા ધર્મ બંધું છો હવે મને કંઇ ઉપાય દેખાડો, મેં પહેલો વીચાર ન કર્યો, અરેરે ! હવે શું કરૂં ? સીસોદીયાનું છત્ર રણુમલને માથે જ હું જોઉંછું, પણ શું કરૂં હવે પ્રભુ સ્હાય કરે તો સારૂં, નહિં તો નક્કી એ મારા પુત્રની ઘાત કરી રાજ પચાવી પડશે.

**માલણ**—બાઇ, ગમે તેમ કરી ઠાકોરને પાછા બોલાવ્યા શીવાય હવે બીજો કંઇ ઇલાજ રહ્યો નથી.

**રાણી**—અરેરે ? તમે જે કહેશો તે ખરૂં હશે. મેં હાથે કરી કુહાડો પગ ઉપર માર્યો છે. વીરા, તેંતો પાછુ વાળીને જોયું પણ નહિં, કે તારા બંધુની શી સ્થીતી છે. હે જગત કર્તા ! મારી દોરી હવે તમારે હાથ છે.

**જસરાય**—માતુ, આ વખત ઘણોજ બારીક છે. ધીરજ રાખો, અને ઠાકોરને પત્ર લખો, કારણ એ ટેકી છે. જરૂર આવીને રાજ પાછું તમને અપાવશે. વળી વધારેમાં હું લાલચ બતાવીશ એટલે જરૂર આવશે.

**રાણી**—ભાઇ, એ લાલચુ નથી, ખરો ક્ષત્રી તો એજ છે, એની શું લાલચ છે કે એ લલચાય ?

**જસરાય**—માતુ, મારી ભગીની છે, તે પરણાવીશ ને કાગળમાં લખીશ કે, જો નહિં આવો તો રણુમલ બળાતકાર કરશે. કુંવરી દેહ છોડશે, ને સ્ત્રીહત્યા તમને લાગશે, તેથી જરૂર આવશે. પણ તમે લખો ત્યારબાદ મારાથી કંઇ થાય.

**રાણી**—(પત્ર લખીને જસરાયને આપેછે બાદ જસરાય લખેછે).

**જશરાય**—રાજાધીરાજ,

તલાવપર છોડીને ગયા હતા, તે મારી બેન, અને આપની દાશી આપના વિયોગે મરે છે. તેને લખવાની પણ સત્તા નથી. મત્ર સહી કરી છે. સ્ત્રી હત્યાથી ડરતા હો, ક્ષત્રીટેક ધરાવતા હો, તો તાકીદે પધારી સંકટ નીવારશો, રાણીજીની સઘળી હકીકત ખરીછે.

લી. તમારો **જસરાય.**

મનમાં—( જો, કનક બેન પાસે સહી કરાવા જઇશ તો એ રાડ કરશે અને ખેલ બગાડશે માટે લાવને હુંજ સહી કરૂં. ) કહી "મેઘરાજ પુત્રી કનકકુંવર" એમ સહી કરી આપે છે.

**રાણી**—કેમ ભાઇ લખી રહ્યા ? હવે કોને આપીશું ? કે જલ્દી આપી આવે.

**જસરાય**—માતુશ્રી, તેની ફીકર કરશો નહિં. હજુ એક હજાર સીસોદીયા મારા હાથ તળે છે, તેમાંથી ગમે તે જઇને આપી આવશે. કહોતો હાલ રણમલ્લને કાઢી મુકે, પણ ઠાકોરનું મારે કામછે, તે એમને એમ તો આવે નહિ, માટે આ પ્રસંગે જરૂર આવશે. ( બીજી બાજુએ ) સીપાઇ, સવાસો સીસોદીયાના સરદાર સામંતસીંહને બોલાવ.

રાણી— ૫૪

ભાઇ ઠાકોર જો આવે તોતો જેજેકાર થાય,
જેજેકાર થાય જેજેકાર થાય ભાઇ;
દુ:ખ સહુ દુર થાય રાઠોડોનું મુળ જાય,
પ્રજા સહુ સુખી થાય ભાઇ ઠાકોરજો.

**સામંત** આવેછે બાદ )—સીસોદીયાના સમશેર સોખી સરદાર, શો હુકમ છે ?

**જસરાય—** ૫૫

જલ્દી જઇને આવો લઇ ખુશીના શુભ સમાચાર,
માંડવગઢ માંહે મહિપતી છે શીરછત્ર જે જેઠ કુમાર;
પત્ર આપીને ઢીલ ન કરશો જવાબ જલ્દી જઇ લાવો,
સીસોદીયાના સોગન દઇને કહુંછું તમે જલ્દી જાઓ.

**સામંત**—શુરવીર ક્ષત્રીપુત્ર વદો શું વચન આવું નીરધાર,
હમણાં જઈ લઇ આવું જવાબ હું કરૂં નહિ કંઇવાર;
સીસોદીયાના સોગન ન દો, સમ ન કરો સરદાર,
આપ પાસે હું રજા માગુંછું જવું હાલ નીરધાર.

( જાય છે ).

**જસરાજ**-માતુશ્રી, હું જાઉંછું, જવાબ આવે આપની પાસે આવીશ. ( જાય છે. )

**રાણી**—હાય ! પ્રભુ. મને દુઃખને દરીએ ડુબાવી દીધી.

( કહી પડે છે. )

## પ્રવેશ ૧૪ મો.

### સ્થળ-ઠાકોરની હવેલી.

**ઠાકોર**—તે દીવસે રણમલે આવી, માતુશ્રી ને ભમાવી, કાળુ કૃત્ય કર્યું. સ્ત્રીજાત ભોળી સમજી નહિ, પણ શું કરે ? સ્ત્રીની બુદ્ધી પાનીએ.” વળી મારી વાલી કનકનો પણ કંઈ પતો નથી.

**સીપાઇ**—સાહેબ, પાટણથી કોઇ સીસોદીઓ સવાર આવેલછે.

**ઠાકોર**—આવવા દો. ( આવે છે. ઉઠી ભેટવા દોડે છે, સામંતસીંહ પગે પડે છે ).

**સામંત**—રાજાધીરાજ, આ દાસને ભેટવાનું ના હોય.

( ઠાકોર-ઉભો કરે છે. )

**ઠાકોર**—વહાલા, તું કયાંથી આવ્યો! ઘણોજ જલ્દી આવ્યો જણાયછે. શું મારા બંધુનું ખુન થયું કે? જલદી કહે. શું હકીકત છે!

**સામંત**—મહારાજ, કીલ્લેદારે પત્ર આપ્યો છે તે લઈ આવ્યો છું, પણ કંઈ તાકીદનું કામ છે, તે જો ઢીલ થશે તો બાજી બગડશે.

**ઠાકોર**—લાવ ત્યારે (કહી વાંચેછે બાદ)

અરેરે! હું ધારતો હતો તેવુંજ થયું. હરકત નહિં. હજી કુંવર જીવેછે. તો વળી એક વખત આવીશ પણ........લી. જસરાજ, તે કોણ? શું પ્રધાનપુત્ર મહારો મીત્ર! અરે! ના, ના એ નહિં હોય, કારણ જસરાજને બેન નથી તેમ કનકને ભાઇ નહોતા રખેને બંન્ને ભેગાં થયાં હોય? નકી જશરાય તો મારો મીત્ર જ. શું એ પાછળ પાછળ ફરેછે? ધન્ય છે તને, સાબાશ ક્ષત્રીપુત્રી, મારી ભુલ માફ કરજે. અરેરે! એ ગુલાબની કળી કરમાતી હશે તેને પ્રમેવારી કોણ સીંચન કરે? મૃણાલી, તેંતો હદ કરી છે. બંધુ, તેં મારો હીરો સાચવી રાખ્યો જણાય છે.

**સામંત**—ઢીલ કરો નહિ વીર તમે, ઝટ સજો શણગાર;
કીલ્લેદાર ગુસ્સે થશે, થશે ઝાઝી જો વાર.

**ઠાકોર**—વીર વહેલો ન થા તું, કીલ્લેદાર મુજ ભાઇ;
જાણ્યો નહિં મેં એહને, રાખી નહિં મીત્રાઇ.

**સામંત**—બાપુ, જવાબ લખી આપો હું જઉ.

**ઠાકોર**—વીરા, ઘોડેથી સામન ઉતાર. સહજ આરામ કર

પછી જજે. કહે જોઉં, જસરાજ શું કરેછે! કેવી રીતે રાઠોડોમાં રહી શક્યો!

**સામંત**—મહારાજ, આપના ગયા બાદ સીસોદીઆ ફેરવી રાઠોડ અટક ધારણ કરી કીલ્લેદાર થયા છે, પણ તેમને એક બહેન છે તે તો પ્રેમઘેલી બની મદનનો માર નહિં સહન થવાથી, આંખા દિવસ ને રાત, ચંદન-ચંદન જ કરેછે. તે બીચારી મરી પણ જશે. શીરછત્ર, એ કેવો મૂર્ખ હશે! તે એની સંભાળ નહિં લેતા હોય? ખરેખર, એના જેવો નિર્દય બીજો કોઇ નહિ.

**ઠાકોર**—(હસીને) ભાઇ, એ મધુર માલતીનો ભ્રમર હું એ રસીલીનો રસીઓ હુંજ, એનો પ્રેમી ગુનેગાર હુંજ છું. મારા સીવાય બીજો કોઇ નથી,

(સામંત અજાયબીથી સાંભળી ખુશી થાયછે બાદ પત્ર લઇ જવા રજા માગી જાયછે.)

**ઠાકોર**—વીરા, મોઢેથી એટલું કહેજે કે દીવાળીના દીવસે જંગબાર મુકામે આવી મળે. વારૂ, જસરાજની પાસે કોઇ માણુસ છે કે?

**સામંત**—એક હજાર હમે છાના સીસોદીયા છીએ, ને રાઠોડો જુદા છે. બાપુ, હું રજા લઉંછું. (જાયછે).

---

## પ્રવેશ ૧૫ મો.

### સ્થળ-જસરાયની હવેલી.

**સામંત**—કીલ્લેદાર સાહેબ છે કે! લ્યો આ કાગળ.

(આપેછે).

કનક—ક્યાંથી આવ્યા ને કોણે પત્ર આપ્યો છે? કંઇ તાકીદનો છે?

સામંત—બેન, માંડવગડથી આવ્યો છું, અને આપનો પણ આ પત્ર છે, (આપેછે).

કનક— ૫૭

કનક તમે નવ કરશો કલ્પાંત, કુમકે આવશુંરે;
વદી આસો અમાસ, દીવાળીના દીનશુંરે, કનક.
ફીકર મનમાં કરશો નહિં કાંઇ, સેનાસહીત હું આવીશ ત્યાંહી;
રાઠોડોને હાંકી કાઢી, સીસોદીઆ બચાવશુંરે. કનક.
કારતક શુદી ૨ ને દીને, લગ્ન કરીશું આપણુ બન્ને;
હેતે હળીમળી હેમ પ્રેમ સંભાળશુંરે. કનક.

સામંત—બેન, ઘોડો ઘણો જ તરસ્યો થયો છે, તેથી હું રજા લઉંછું, ભાઇને પત્ર આપજો, ને કહ્યું છે કે દીવાળીને દીવસે જંગબાર મુકામે ઉજાણી કરવા આવે. ત્યાં આવી મળીશું.

કનક—વારુ ભાઇ જાઓ. પછી આવજો. (જાયછે).

પત્ર વાંચી ખુશી થાયછે, અને હસ્તેમુખે બેઠી છે.

(જશરાય પ્રવેશ કરેછે).

જસરાજ—આહાહા! આજ તો બેન આનંદમાં જણાયછે. બેનાને આટલું ખુશી થવાનું કારણ શું હશે! રખે ચંદનસીંહ નહિં આવ્યો હોય! શું! સંદેશો આવ્યો હશે? લાવ પુછું. (પુછેછે).

બેન, પેલો સામંત આવ્યો હતો! કંઇ કહ્યું છે?

કનક—હંઅ્ું. એ ક્યારનોએ અહિં આવ્યો હતો. ( શરમાઇ જઇ) વીરા, આ પત્ર આપી ગયો છે. વાંચોને અંદર શું છે.

(વાંચેછે).

**જસરાય**—સુગુણસંપન્ન જશરાય, લી. મળવા આતુર ચંદનસિંહ. બાદ લખવાનું કે મારી મોટી ભૂલ થઈ કે આપ ત્યાં હતા છતાં મળી શક્યો નથી, વીરા મેં તને ધીક્કારી કાઢ્યો, પણ તેંતો ખરો ક્ષત્રીવટ જાળવ્યો છે. સાબાશ છે ત્હારાં માતપીતાને કે હજુ સુધી તું મારી પાછળ ફર્યાંજ કરેછે. બંધુ, હું તારો જેટલો ઉપકાર માનું તે થોડોજ છે. વીરા, વધારામાં એટલુંજ કે ઉજાણીનો જે જુનો રીવાજ છે તે દમામ ચાલવા દો. જંગબાર મુકામે હું તમને લસ્કર સાથે મળીશ. બાઈ, મારી ભૂલ માફ કરશો. એજ. .

લી. તારો ચંદન.

**કનક**—સાબાશ છે ! હજુ પણ તેવી પ્રીતી રાખેછે, પણ શા કામનું ? મરમાળાં, સાકરવાળાં, ક્ષીતી, રીતી, નીતીથી ભરપુર વાક્યો લખીજ ફક્ત આનંદ આપેછે, પણ આ મનભંગ ભોગીણીના પ્રેમ ઉછાળા ક્યારે વીરમશે ?

**જશરાય**—બેન, લે હવે આવશે. કંઇ ગભરાઇંશ નહિં. કેમ ખુશી થઇ કે ?

**કનક**—વીરા, મારાપર પણ પત્ર હતો. લ્યો જુઓ. (આપેછે).

**જશરાય**—(વાંચીને) આહાહા ! પ્રભુ તમારી ઉમેદ બર લાવો. સીપાઇ, રાણીસાહેબને જઇ આ ચીઠ્ઠી આપી આવો.

**કનક**—શું લખશો ? વારૂ.

**જશરાય**—એટલું જ કે, ઉજાણીનો રીવાજ ચાલતો કરોને દીવાળીને દીવસે જંગબાર જવું, ત્યાં ઠાકોર આવી મળશે માટે સાવધાન થાય અને મુઝાય નહિં. (આપેછે.)

**કનક**—(સીપાઇને) તમે જઇ રાણીસાહેબનેજ આપજો બીજાને દેતાના. (જસરાજને)

વીરા, હવે તમે ઢીલ કરો નહિં લશ્કર તૈયાર કરો, આપ પાપીને ઠાર કરો, અને રાજમાતાને રાજ પાછું અપાવો, સીસોદીયા સુખી કરો, અને તમારી કીર્ત્તિ અમર કરો, બંધુ જાઓ, ને લશ્કરની તૈયારી કરો, દીવસો ઘણા નજીક આવેછે માટે જાઓ.

( જાયછે. )

## પ્રવેશ ૧૬ મો.

### સ્થળ—જંગબારનું જંગલ.

**જશરાય**—કેમ મહારાજો, રસોઈ થઈ ગઈ હોય તો જમવા બેસી જાઓ.

**ઉમીઆશંકર**—બેસીએ, બાપા, બેસીએ, નાહીને બધા આવે એટલે બેસીએ. (નાહી નાહી બ્રાહ્મણ આવેછે, ને બેસેછે.)

**લાલશંકર**—અરે હરીશંકર, રૂક્ષ્મણી કયાં ગયાં કેટલીવાર! બોલાવોને.

**ગુલાબચંદ**—બેસી જાઓ, ભાઇ, પતરાળાં નાંખું.

(બેસેછે પીરસવા માંડેછે)

**જસરાજ**—કેમ મહારાજો રસોઇ તો ઠીક થઇ છેને ?

**હરીશંકર**—વાહ, ભાઇસાબ, રસોઈની શી વાત કરવી ? જેવો આપનો ભાવ, ને સઘળું સાહીત્ય, તેવી રસોઇ. દાળ તો જાણે ચંપાનો છોડ, ચોખા તો કમોદથીયે ચડે, અને લાડુ તો લાડુજ. ભાઇ, ભાઇ.

**તાપીશંકર**—ભાઇ, મસાલાબસાલા દાળમાં કેવા ઘમઘમાટ? ધન્ય છે, તેમને.

**જસરાય**—મહારાજ, જમી લો, પછી બોલાવજો.

**પ્રેમાનંદ**—અલ્યા સીવા, કંઇ શ્લોક બોલ, ખાધા શું કરેછે!

**શીવશંકર**—

દાળ નવટાંક ભાત પાશેરને· શાક સવાશેરનું,
ખાંડ ધી સીવાય ચુન જોઇએ પુણોશેરનું.
હોય જો હમેશ તોતો આનંદ આપણે થાએ,
જીવો ઘણા વર્ષ જજમાન આવા જસરાય.
બોલો હર હર મહાદેવ.

**સીસોદીઆ**—બ્રાહ્મણોએ તો લેહેર કરવા માંડી છે, પેલા કેમ આવ્યા નહિ વારૂ!

**જસરાય**—કેમ કોઇ આવે છે કે? અરેરે! કેમ વાર થઇ હશે!

**હરીશંકર**—બાઇ સાહેબ, એ રસોઇ સંભાળજો, અમે જઇએ છીએ. (જાયછે).

**જસરાય**—મારા શુરવીર ક્ષત્રીપુત્રો, આ ઉજાણી તો આપણે નામનીજ છે, પણ આપણો શીરછત્ર, ઠાકોર લશ્કર સાથે આવેછે, તેને મળી જઇ, રાઠોડોનો સંહાર કરવામાં કોઇપણ ઢીલ કરશો નહિં, અને આપણી ભૂમાતને એ દુષ્ટના હાથથી છોડાવવા તૈયાર થાઓ.

**સઘળા**—સીરછત્ર, આપને મુખે આવું વચન સાંભળી અમે અત્યંત ખુશી થયા છીએ, હવે હમારી ફરજ બજાવવા રજા આપો.

જસરાય—અરેરે! હજુ આવ્યા નહિ. હું હાલ જઉંછું. તમે બે ચાર માણસ અત્રે રહો, ને લશ્કરને છુપે દરવાજે અંદર લાવો. ઘણીજ ચાલાકીથી કામ કરવાનું છે. હો.

**સઘળા**—ભલે સીધાવો, હમને કંઇ કહેવાની જરૂર નથી. જેમ રામ ને રાવણ, દુર્યોધન ને અર્જુન, કીચક ને ભીમ, વળી દુસ્યાસન ઘોર યુદ્ધ કરી લઢ્યા હતા, તેવું યુદ્ધ કરી પાપીના પ્રાણ લઇશું, અને સીસોદીયાના સીરમણી ઠાકોરની કીર્તિ અમર કરીશું. આપ સુખેથી જાઓ.

**જસરાય**—વીરાઓ, સંભાળજો, (જાયછે બાદ ઠાકોર આવેછે).

**સઘળા**—હર, હર, મહાદેવ કરતા ચીસ પાડી આગળ જાયછે.

---

## પ્રવેશ ૧૭ મો.

### સ્થળ-હવેલી થાણું.

**રણમલ**—મારા રણધીર રાઠોડો, આપણા આનંદમાં ભંગ કરનાર, દુષ્ટ ઠાકોર, લશ્કર સાથે આવ્યો છે, તેને કાપી તમારી તીક્ષણ તલવારને જે ઘણા દીવસની પ્યાસી છે તેને એ દુષ્ટના રક્તથી તૃપ્ત કરો.

**જસરાય**—મહારાજ, મને મોકલો તો હું એકલોજ એને માટે બસ છું.

**રણમલ**—તમારે ફક્ત કીલ્લાનું રક્ષણ કરવું, તથા રાજમાતાને કુંવરની સંભાળ રાખવી, અને વખતે હાર થાય ને રાઠોડો પાછા ફરે તો કીલ્લામાં ભરાઈ જવા દઇ દરવાજા બંધ કરવા ચુકવું નહિ.

**જસરાય**—કાંઇ હરકત નહિ, એને આવવા દો મેં સઘળો ઘાટ ઘડી મુકયો છે.

**રણમલ**—સાબાશ છે સાબાશ, હું વખતે હાજર ન હોઉં, તો તમે પાછા હઠશો નહિં, અને તમારી જનેતાની કુખ લજાવશો

નહિં, હરહર મહાદેવ કરી કેસરીઆં કરજો, તમારે માટે અપસરાઓ આકાશમાં વૈમાનમાં બેસી, ફુલના હાર લઇ આવેલ છે તેમને એકદમ વરો ને તમારી કીર્તિ અમર કરો.

**સઘળા**—સરદાર, હમે ફક્ત હુકમનીજ રાહ જોતા હતા.

**હમીર**—(આવેછે) કેમ રણમલજી, શું વીચારો છો? ઠાકોર આપના તરફ લશ્કર લઇ આવી પહોચ્યો છે તેથી એકદમ ઢીલ ન કરતાં તાકીદે લશ્કર લઇ મદદે આવ્યો છું, તો કહો મને શો હુકમ છે?

**રણમલ**—વાહ, ધન્ય છે તમને કે આવી પહોંચ્યા. હું તમનેજ આ રાઠોડોની સરદારી આપુંછું, અને આપ સ્વહસ્તેજ એને શીક્ષા કરો, એમ મારી ઇચ્છા છે. હાલ આગળ મોરચો બાંધી બેસો.. (જાયછે).

**રણમલ**—લઢાઇમાં જઇશું તો માર્યા જઇશું, પણ એના આવતા પહેલાં પોબાર ગણી જઇએ તો ઠીક થાય, પણ નીસાની શું કરૂં? હા, હા, ઠીક યાદ આવ્યું? જસરાયની બેન છે તે એની સાથે પરણી છે, માટે તેને ગમે તેમ ઉધું ચતું સમજાવી લઇ જઉ. ઠીક. ઠીક. (જાયછે).

આહા! આગળ જવાની શી જરૂર છે? આ પાછલી બારી ઠીક પડેછે, લાવ અહિંથીજ બોલાવું. (બોલાવેછે).

અરે કનકકુંવર..............

**કનક**—કેમ ભાઇ, તમે કોણ છો? કેમ, ને ક્યાંથી આવ્યા?

**રણમલ**—અરે મદનઘેલાં, ચાલો; ચાલો, તમારા પાતળીયા પ્રીતમ, તમારી રાહ જોઇ બેઠા છે તેમણે પણ કર્યું છે કે કનકનું મોં જોતું ત્યારેજ ગામમાં પેસવું માટે ચાલો તમે વાર ન કરો, વાર થશે તો દુશ્મનો નાસી જસે. ચાલો. ચાલો.

૫૭

કનક—મુજ માતુની રજા લેવા દોને,
રણમલ—માતા તમ ડીલા માંહી રહ્યા જોને.
કનક—ઉભા રહો ભાઈ એને પુછાવું,
અન્યાય કરી કેમ ચાલી હું આવું.
રણમલ—આવવું હોય તો આપ પધારો,
હું તો ઉભો અહિં નહિં રહેનારો.
કનક—અરેરે! ભાઇ, પુછવા દીધું હોત તો ઠીક, એને ખોટું લાગશે, ચાલો ત્યારે, એમને એમ આવુંછું, પ્રાણનાથને મળવા જઉંછું તેમાં ભાઇને ખોટું નહિં લાગે.
રણમલ—ચતુરા વેગે ચાલોને ખોટી હું તો થાઉંછું,
આવવું હોય તો આવજો આ હું ચાલ્યો જાઉંછું.
કનક—ઉભા રહો વીરા તમે, કરો નહિં નીરાશ,
પ્રિય પ્રીતમ વિયોગથી દાસી છે ઉદાશ.
(કહી પાછળ દોડેછે).



# અંક ત્રીજો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ-લડાઈની જગો.

**હમીર**—શુરવીરો, શસ્ત્ર સજી સજ થાઓ, અને આવતાંવાર સીંહગર્જના કરી શીયાળવાને કચરી નાંખી શાબાશી મેળવો. શું જુઓછો ? શત્રુ આવી પહોંચ્યા. તૈયાર થાઓ. તેમના રૂધીરથી તમારી વ્હાલી સમશેરને તૃપ્ત કરો.

**સીપાઇઓ**—ભલે આવવા દો. એમનો ભેટો કરવાને ચીતોડના વજ રાઠોડ આતુરજ છે.

**હમીર**— ૫૮

વેરવાળું આજે હું એ કન્યા લેઇ ગયો,
રાખી સ્ત્રીને મારી, ખુશી ખુબ થયો. વેર વાળું
ઝટ ચલાવી, જંગ મચાવી, ખુબ સતાવી, કાપું રીબાવી,
આવેલામાંથી એકે ના મુકુ, જીવતો જવાનેરે. વેર વાળું.

**સીપાઇ**—એ સરદાર, એ આવી પહોંચ્યા.

**ઠાકોરના સીપાઇ**—હર હર મહાદેવ કરતા (પેસછે).

સીપાઇઓનું સામસામા યુદ્ધ થાયછે.

**હમીર**—અહો ! આ ઠાકોર તો સંતાઇજ રહ્યા છે. આવ દુષ્ટ આવી જા. હું તને મારા હાથ દેખાડું. (ફરી દોડેછે).

**ઠાકોર**— ૫૯

બોલે બાયલા શું આવું વેણ, રાક્ષસો રોળી મારૂં રણેરે.
આવી પળમાં પહોચાડુ જમદ્વાર

છેલ્લીવારે સંભાળ તું ઇશ ,,
રહ્યું જાણુ નહિ હવે તારૂં શીસ ,,
લે લેતોજા લુચ્ચા લબાડ ,,
કાળુ મુખ પાપી હવે તો સંતાડ ,,

(દોડી ઘા કરેછે-હમીર પડેછે.)

**રાઠોડો**— અરે ભાઇઓ, આપણો સરદાર રણે પડયો હવે લદવું ફોગટ છે માટે ચાલો આપણે કિલ્લામાં ભરાઇ જઇએ.

(નાશી જાયછે).

**ઠાકોર**—દુષ્ટો હવે જાઓછો ક્યાં (પાછળ પડેછે).

**જસરાય**—કીલ્લા બહાર નીકળી ચંદનને રોકેછે.

**ઠાકોર**—દુષ્ટ ખસી જા નહિ તો હમીરની વલે એ તારી વલે સમજજે. (મારવા જાયછે).

**જસરાય**—તરવાર કાઢી સામો થાયછે. (લઢેછે).

**ઠાકોર**—જસરાયની છાતીપર ચઢી બેસેછે.

**જસરાય**—સાહસ કરો શું સ્વામી મારા,

વીચારો કંઇ મનમાં.
કામ ઘણું હજુ મુજથી લેવું,
રાઠોડ નહિ પણ સાસોદીયો છું.

(ઠાકોર ઉઠી જાયછે).

**ઠાકોર**—અરે કોણ જસરાજ ? શું ? આ સ્વપ્નું કે સાચું ?

**જસરાય**—રાજાધીરાજ આપનો સદાનો દાસ. (ભેટેછે).

**ઠાકોર**—વીર તારી ક્ષત્રીવટને જેટલી સાબાશી આપું તેટલી થોડી છે. ચાલો રાજમાતા પાસે જઇએ.

**જસરાય**—જેષ્ટ ભ્રાતા એતો મેં મારી ફરજ બજાવી છે. હવે (જાયછે).

**રાણી**—વીરા, મારો અપરાધ ક્ષમા કરો અને આપ પાછા આવી અત્રે રાજ કરો. હાય ! આ દુષ્ટોના પેટની પાપની પાળીની મને ખબર નહોતી.

**ઠાકોર**—માતુશ્રી ? રાજ્ય તો શું પણ આ નગ્રનું પાણી સ-રખું પણ હરામ છે. માટે હું તો રહેવાનો નથી. હાલ રજા લઉછું, ફરી કામ પડે તો બોલાવજો. સેવક આવી હાજર થશે.

**જસરાય**—ચાલો ભાઈ આ દાસનું ઘર તો પાવન કરો.

**ઠાકોર**—વીરા, તમારી ભાભી ક્યાં છે ?

**જસરાય**—ભાઇ, ધીરજ રાખો અને ત્યાંસુધી આવવાનો શ્રમ લેશો તો બધું મળશે, ચાલો. (જાયછે).

---

## પ્રવેશ ૨ જો.

**કનક**—અરે ભાઇ, જરા ધીરા ચાલો. હજુ કેટલું દુર છે. મારાથી હવે નથી ચલાતું.

**રણમલ**—પ્રીયા ! અહીં તો ઠાકોર માન કે ગમે તે માન તે હું જ છું.

**કનક**—અરે ! આ શો ગજબ ? નક્કી આ કોઇ દુષ્ટે ફસાવી. ચાલ, હવે ડરીશું તો પાપી પોતાના કામમાં પાર પડશે. માટે ઘણી જ સંભાળ રાખવા જેવું છે હરકત નહિ,

**રણમલ**—વ્હાલી, આવ આલીંગન દે, અને આ તારા ગુ-લામને અધરામૃત પાન કરાવ, શાણી, વાર કેમ કરેછે. આવ. (દોડેછે).

કનકઃ— ૬૦

અકલઅંધા દુર થા ગદ્ધા, કરે કુછંદી આવા ફંદ;
અબળાઓને આમ ફસાવે, મરતો શાને નથી તું મંદ.
પાપી પાપે ભવ તેં ગાળ્યો. નર્કે જઇશ અધર્મી ગમાર;
લુચ્ચા લંપટ લબાડ લપાટા, મનમાં તારો કંઇક વીચાર.

રણમલ—વ્હાલી વ્હાલી (૨) વીચારો શું આમરે;
પાઓ, પ્રીતમ મને પ્રેમરસ વારી. (૨)
અધરામૃતનો આતુર છું પ્રીયા; (૨)
શાને કાઢે તું ધીક્કારોરે. પાઓ.
ગોરૂ બદનને ગુલાબી ગાલે; (૨)
ઘાયલ કીધો તેં આ વારે. પાઓ.

કનક—અરે કામાન્ધ, આવું બોલતાં તારી જીભ કેમ નથી કપાતી. પાપી, હજી તું મને નથી ઓળખતો ? સીંહણને સુતેલી જગાડી છે તો હવે જોઈ લેજે.

રણમલ—સલુણી, હાલજ દેખાડી આલીંગનના ઇન્તેજારનું મન શાંત કરો. પ્રીયા સમજો.

કનક—દુષ્ટ ખબરદાર જો મારી પાસે આવ્યો તો, દુર રહે. તારૂં કાળુ મોં લઇ અહીંથી ચાલ્યો જા. પાપી.

૬૧

રણમલ—માનો માનો (૨) હવે નહિ મૂકું;
જોર જુલમ કરવા નહિ ચૂકું.
કનક—દુર દુર (૨) દીવાના તું થાને;
જાર રમવા બોલાવ તારી માને.

**રણમલ**—ચુપ ચુપ (૨) વદે શું વીચારી;
માન નહિ તો કરીશ હું ખુવારી.

**કનક**—જાને જાને (૨) જીવતો હું મુકૂછું;
શું શ્વાનની માફક ભસુંછું.

**રણમલ**—તું એમ નહિ સમજે કેમ ? ચાલ આવેછે કે નહિ ? પ્રીયા, શાને સતાવે છે. સમજી જા, બસ બસ વ્હાલી ઠાકોરમાં શું મોહીત થઈ ગયાં છો જે આમ, આ કૂકડ કેવો બન્યો છે.

**કનક**—અરે ચંડાળ, તું કામાન્ધ બની અબળાનું સતીત્વ મુકાવા પગલાં ના ભર, પાપી, જુવાનીની આ બધી ગદ્ધામસ્તી માત્ર ચારજ દહાડાની છે. અંત્ન જમના મારની બીક રાખ, રે ! કુરમતી દુર્યોધને ને રાવણે પોતાના કુળનો સંહાર કરાવ્યો, કીચકના કડકે કડકા થયા તે વીચાર. હાય ! હીચકારા, નાદાન, તું કેમ હેવાની કરેછે. ચંડાળ તને જીવતાં કીડા પડશે.

**રણમલ**—ઠીક, ઠીક, એમ નહીં માને તું કેમ ! ચાલ આગળ હું તને જોઉછું.

**કનક**— ૬૨

શંકર રક્ષ સતી, નંદી વાહન શંભુ;
આપો શુદ્ધ મતી, દારા દ્વીય કરે વંદુ. શંકર.
મેળવો પ્રીતમ મુજ પ્યારા, શ્યામ સુંદર રસીક રૂપાળા,
આરો પુઝા મદનની માળા, દુખદરીયે ડુબી દારા;
પાયે લગી લગી લાગુ, શંકર.
જાપ જપુ પ્રીય પ્રાણ તમારા, રોઈ રોઈ ઉર ફાટે વ્હાલા,
આવો દોડી લેરી લાલા, મરશે બાળા નહિ તો પ્યારા;

જાણો વચન આ સાચું. સં૦૨.

**રણમલ**—ચાલ ચાલ હવે. (જાયછે).

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ-જસરાયનું ઘર.

**જસરાય**—વીરા, આપને ઘણીજ તસ્દી પડી હશે, બેસો, હું હાલ આવુંછું. (જાયછે).

**ઠાકોર**— ૬૩

આવશે શાણી, મમ દીલજાની, આવશેરે,
અહોહો હો પ્રીયા મુજ પ્રાણલતા પધારશેરે,
વીર ગયો છે તે સાથે સાથે બોલાવી લાવશેરે. અહોહો
સલુણી સરમાશે ને નીચું જોશે,
વાકી દૃષ્ટીએ નીહાળશેરે. અહોહો.
શું શું આપીને એની રીઝાવું
કહો સુંદરી શાથી રાચશેરે. અહોહો.

**જસરાય**—હાય! પ્રભુ જુલમ થઇ ગયો. અરેરે બેન આ તેં શું કર્યું. (રૂવેછે.)

**ઠાકોર**—ભાઇ, શું છે તે તો કહો. ક્ષત્રી થઇ રૂવો છો શું. સાચું કહો મારા સમ છે જો જુઠું બોલો તો.

**જસરાય**—બંધુ, દગો થયો રણમલ રસ્તે જતો આવી કનકને સમજાવી લઇ ગયો જણાયછે.

**ઠાકોર**—અરે ચંડાળ, તું એમ નહિ માન કે નાસી ગયો તે બચ્યો. પાપી તેં તારા હાથેજ માગી લીધું છે તો જો. હવે

વીશ આપણે ખરોબર તપાસ કરીએ પછી પાપીને પકડવા તજ વીજ થાય.

**જસરાય**—સીપાઇ જીવકોર માલેણને બોલાવો. (જાયછે).

**માલેણ**—આવીને રાજેરાજેશ્વર (ખલા લઉછું).

**ઠાકોર**—ડોસી, આ તમામ હકીકત મને વિસ્તારી તાકીદે કહો.

**માલેણ**—રાજાજી, રણમલ આવ્યા ને કહે કે ઠાકોર શ્રી તમારી રાહ જોઇ બેઠા છે. માટે ઝટ ચાલો તેથી કંઇ લેવા પણ નહિ રહેતાં ચાલતાં થયાં. મેં બુમ પાડી કહેવા માંડયું, પણ મારૂં કંઇ સાંભળ્યું નહિ ને પ્રીયપતિને મળવા ચાલ્યાં ગયાં.

**જસરાજ**—બાઇ, તમે બેસો. હવે જ્યારે રણમલને મારી પાછો આવું ને કનકને લાવું તોજ પાણી પીઉં નહિ તો હરામ છે.

**ઠાકોર**—ભાઇ, મને જવા દો. તમે થાકેલા છો માટે હું જાઉંછું.

**જસરાય**—નહિ, નહી, એતો મારી ફરજ છે માટે આપ મને જવા દો.

૬૪

જઇ જ્યારે છેદું એનું શીશ, ત્યારે તો અન્નપાણી લઉંરે.
કાપી કડકા કરૂં દશ વીસ ,,
પાપી કાપી કાઢું તારૂં મુળ ,,
તારા મોઢામાં ઘાલું હું ધુળ ,,
જે જે પાપી તુંતો કેવું કાઢે લાણુ ,,
દગો કર્યો દુષ્ટે માટે લઉં પ્રાણ ,,

**ઠાકોર**—ભાઇ, હું પણ આંહી રહેવાનો નથી કારણ તારે આજથીજ થયું પણ મારે તો આ નગરનું અન્નપાણી હરામ છે, માટે હું માંડવગઢ જાઉંછું. તુ મને ત્યાં મળજે. (જાયછે).

**જસરાજ**—ભાઇ, તમે બેધડક રહેજો જ્યાંસુધી આ દેહમાં આત્મા વસેછે ત્યાંસુધી કનક લાવતાં પોતાની ફરજ બજાવવા ક્ષત્રીપુત્ર કદી પાછી પાની કરશે નહિ.

**ઠાકોર**—વીરા, વહેલા આવજો. હું તો જાઉંછું.

**જસરાય**—શીરતાજ, ખુશીથી પધારો. (જાયછે).

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ-મહાદેવનું દેહેરૂં.

**રણુમલ**—વ્હાલી. હવે ઘણી થઇ. અલબેલી, આનંદથી આ અધર પ્યાસીને પ્રેમરસ પા ને પી. [ પકડવા દોડે છે. ]

**કનક**— ૬૫

દુર રહે દુર દુષ્ટ દુરાચારી,
કેમ અઘટીત વાત વીચારી, દુર રહે.
કહું કેટલીવાર કરી કેટલો ધીક્કાર,
પાપી વીચાર વીચાર કંઇ વીચાર. દુર રહે.

**રણુમલ**—શું સમજેછે તું ? અત્યારસુધી હું એમ ધારતો હતો કે સમજે તો ઠીક, તું તારા મનમાં તો ઘાસ કાપેછે કેમ ? જો વારૂ કેમ થાય છે હવે. (પકડવા જાયછે).

૬૬

**રણુમલ**—વીશ્વાસઘાતી ને મહા પાપી થઇશ તું અરે,
**કનક**—નફટ નીર્લજ નાદાન નર તું નર્કે જઇશ ખરે.
**રણુમલ**—પ્રીયા ખુશી થઇ હોંસે ચુંબન દઇ બોલ મધુર મધુર,
**કનક**—દુર ! ધુતારા ઠગારા પરદારાથી રહે દુર દુર દુર.
**રણુમલ**—ચુંબન આપી,

**કનક**—દુર થા પાપી,

**રણુમલ**—હવે ન મુકું,

**કનક**—હું નહિ ચુકુ,

**રણુમલ**—રસીલી છબીલી નારી, હવે ક્યાં જનારી પ્યારી,

અત્ર આલીંગન દે મુનેરે. અત્ર

(પકડવા જાયછે).

**કનક**—અરે હાય! કોઇ અબળાને આ દુષ્ટના હાથથી બચાવો. હે પ્રભુ! સતીનું સત ભંગ કરાવનારને શીક્ષા કર. કેમ સાંખી રહ્યા છું, અરે કોઇ દોડો કોઇ આવોરે. આ કસાઇના હાથથી ગાયને બચાવો.

**જસરાય**—ગભરાતી ના ગુજરાતી, શીતળ સાચવો સુર;

મદદે મોહન આવશે, ધરણી ધર જરૂર.

**રણુમલ**—ચાલ અહિં તને કોણ છોડાવનાર છે. કહે.

(પકડવા જાયછે).

કનક નાસાનાસ કરેછે.

**જસરાય**—આ રહ્યો પાપી.

(કહી કુદી બંદુકથી ઠાર કરેછે. રણુમલ પડેછે).

**કનક**—અરેરે ભાઇ આપ કોણ છો? ધન્ય છે તમારી માતુને કે આ અબળાને એ અધર્મીના હાથથી બલકે કસાઇવાડેથી ગાય છોડાવી. ભાઇ, આપનો જેટલો આભાર માનું તેટલો થોડોજ છે.

**જસરાય**—બેન, એતો મેં મારી ફરજ બજાવી છે ક્ષત્રીપુત્રે ગૌ બ્રાહ્મણ અને અબળાઓનું રક્ષણ કરવું એ ઉપકાર નહિ પણ ફરજ છે.

**કનક**— ૬૭

વીરા વીનવી કહુંછું, માગીને લઉંછું, પોચાડો મુને ત્યાંહ,
પોચાડો મુને ત્યાંહ, અરે હા પોચાડો મુને ત્યાંહ;
ચંદનસીંહ વસેછે જ્યાંહ, ભાઈ માંડવગડની માંહરે. વીરા.
આભારી હું આપની, કરગરી કહુંછું વીર,
જસરાય બંધુ ક્યારે મળશે, રહેતી નથી હવે ધીરરે. વીરા.

**જસરાય**—(બહેન, હજુ મને ઓળખી શકતી નથી.) બેહેન, જસરાય અહીંઆંજ છે. આપ નથી દેખતાં. શાંત થાઓ અને તીવ્ર નજરે નીહાળો.

**કનક**—હાય, ભાઇ, એ હોય તો ક્યારનાએ આવે. બેહેનને કકળતી જોઇ બેસી ન રહે.

**જસરાય**—બેન, જસરાય તારી પાસેજ છે, અને તને મદદ કરનાર પણ એજ છે.

**કનક**—ભાઇ ક્યાં છે, બતાવોને.

**જસરાય**—ચાલ્યાં આવો મારી પાસ,
મનમાં રાખી અતી ઉલ્લાસ.

**કનક**—વીરા વીલંબ કરો તમે થોડો,
ક્યાં છે મુજ બન્ધુ દેખાડો.

**જસરાય**—આંખો મીંચીને ઉઘાડો,
નજરે તમ વીર નીહાળો.

**કનક**—(આંખો ઉઘાડેછે) કોણ જસરાય? સાબાશ છે. સાબાશ છે વીરા, આજે હું તારી ઘણીજ આભારી છું. (ભેટવા જાયછે).

**જસરાય**—બ્હેન, ભાઇને ભેટો હોય? સાબાશ છે તને કે સતીત્વનું રક્ષણ કર્યું.

**કનક**—ભાઇ, શીયળ સાચવવું એ સ્ત્રીનો મુખ્ય ધર્મ છે.

**જસંરાય**—અબળાની વાર કરવી એ ક્ષત્રીની પહેલી ફરજ છે તો તમે તો મારી બ્હેન છો તો ઉપકાર શાનો. ચાલો હવે જલ્દી જઇ ચંદનસીંહને મળીએ (જાયછે).

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ-ઠાકોરની હુવેલી.

**ઠાકોર**—હે ઇશ્વર, જસરાયની હજી કાંઇ ખબર મળી નહિ કોણ જાણે કેમ થયું હશે.

**સીપાઇ**—મહારાજ બહાર કોઇ આવ્યું છે તે અંદર આવવા માગેછે. (આવવા દો.) આવેછે.

**વિદુષક**—કેમ મહેરબાન, આપનાં ઠકરાણી આવવાનાં હતાં તે આવ્યાં કે ? આ હમે તો હતી તે કહાડી મુકી ને તમે તો માગોછો પણ યાદ રાખજો કે પસ્તાશો.

**ઠાકોર**—ભાઇ, એને સારૂં તો મારૂં અંતઃકરણ બળી જાયછે.

**વિદુષક**—બઇસાહેબ, એવુંજ છે. એનો વાતજ જવા દીયોને.

**સીપાઇ**—મહારાજ, જસરાય નામે કોઇ માણસ આવેછે.

**ઠાકોર**—તાકીદે અંદર લાવો.

**જસરાય**—શીરછત્ર, આ સેવક અભીવંદન કરેછે.

**ઠાકોર**—શી શી કરી નવા જુની, કહેને દોસ્ત. શી શી.
કનક છોડી વીરા, પાછા આવ્યા;
શું રણમલ સાથે, યુદ્ધે ન ફાવ્યા. શી શી.
ક્યાં છે કામીની, એ મોહીની;
રસીલી સુંદરી, કેમ મુકી તેં સુની. શી શી.

કનક—(નેપથ્થમાં) ભમર ભમે ક્યાં ભુલી તું, ભુલ્યો ભુંડા ભાન,
સાયંકાળે સહેજમાં, સપડાઇ જઇશ સુજાણ.

જસરાય—ઉઠી ચાલવા માંડેછે.

ઠાકોર—વીરા, ક્યાં જાઓછો, આ શું સંભળાયછે તેતો કહો.

જસરાય—તપાસ કરો, માલુમ પડશે. (જાયછે).

ઠાકોર—કમળ ખીલ્યું દેખું નહિ, ક્યાંથી પામું સૂવાસ;
મનની મનમાં રહી જશે, થાવું પડશે નીરાશ.

કનક— ૬૮

કામણગારા કંથ, લીધો કીધો પંથ;
છોડી છબીલા જ્યારે નારને.

ઠાકોર—સાચું કે જુઠું દેખુચ્છું આ હું, પુછે પ્રીયા દીલદારને.

કનક--સાચું;

ઠાકોર—કોણ? મારી હ્રદયમણી કનક?

કનક—સ્વામી, ઘેલા શું આપ થાઓછો,
યાદ કરોને વચન.

ઠાકોર—પ્રીયા મારી આવ પ્રાણથી પ્યારી;
ભુલ્યો નથી લે ચુંબન. (ભેટેછે) બેસેછે.

ઠાકોર—પ્રીયા, તને કેટલી વિપતી પડી, કેમ થયું તે સઘળું વિસ્તારી કહો. અરેરે! તને બહુ દુઃખ પડયું, વ્હાલી માફ કરજે.

કનક—પ્રીયપતી, આપના મીત્ર જસરાય હોય નહિ તો આ દીવસતો દેવતાને પણ દુર્લભજ હતો.

જસરાય--(આવેછે). કેમ ભાઇ આપનું રત્ન તપાસી લીધું.

ઠાકોર—વીરા, આપણે છુટા પડ્યા ત્યાંથી તમે ક્યાં ગયા

શી રીતે હકીકત બની તે સર્વે સવીસ્તર કહી બતાવો. આજે આનંદનો દીવસ છે.

**જસરાય**—ભાઇ, કહેવાની ના નથી, પણ પહેલાં તમે કહો કે જો વચમાં બોલશોતો નહિ કહું ને બંધ કરીશ.

**ઠાકોર**—ભલે ખુશીથી કહો; શરત કબુલ છે.

**જસરાય**— ૬૯

સારંગપુરથી ચાલી આવ્યો ધરમપુર ભાગોળ;
સખીઓ સાથે કનક આવ્યાં તાં, આપ ચાવતાં હતાં તંબોળ.
તૃષા લાગીતી મુજને તેથી, સરોવર લેવા નીર ગયો;
મગર પંજે પડીઓ હું ત્યાં તે આપે આવી મુકાવ્યો.

**ઠાકોર**—શું ભાઇ તે તુંજ હતો?

**જશરાય**—વીરા, હવે બોલ્યા એટલે નહિ કહું.

**કનક**—એમણે આપ ઓળખાવ્યા મુજને
કરી મહેર મુજપર ભારી
નામ દેવાનું ના કહ્યું તેથી,
વાત દીધી મેં વીસારી.

**ઠાકોર**—ભાઇ, શાબાશ છે તને વારૂ પછી શું થયું.

**જસરાય**—

ફરતો ફરતો શોધજ કરતો, ગયો બાવાના મઠની માંહ;
પુરૂષ વેષે કનક આવ્યાંતાં, બેઠો બાવો થઇ હું જ્યાંહ.
શીખામણ સાંભળી ગયાં એ, હું પણ પાછળ ચાલ્યો પછી;
ફરતો ફરતો ઘણા દીવસે, નોકર રહ્યો ઘર સેનાપતી,
ચીઠ્ઠી આપી ચાકર થઇને, યાદ આવેછે કે ભૂલ્યા;

શીકાર કરવા સારૂ ગયાતા, અઘોર જંગલમાં ડુબ્યા.
કનકકુંવર ત્યાં આવી પહોંચ્યાં, બહેન કરી રાખ્યાં મુજ ઘેર;
પટાવત થઇને આપ રહેતાતા, રણમલે આવી કરાવ્યું વેર.

**ઠાકોર**—શું ભાઇ તું ત્યાંજ હતો?

**જસરાય**—હવે ના કહું, બસ જાઓ હવે પધારો.

**ઠાકોર**—વીરા ભૂલ થઈ તે માફ કરજો એક ભૂલ તો પ્રભુ પણ દરગુજર કરેછે, આગળ ચાલવા દો.

**જસરાય**—આપ વિદેશ વીદાર્યા ત્યારે રણમલે આવી રાજ કર્યું,
સીસોદીયાને કાઢ્યા ત્યારે રાઠોડ એવું નામ ધર્યું.

**સીપાઇ**—ઠાકોરસાહેબ, રાજાજી આપકુ અભી બુલાતે હેં.

**ઠાકોર**—આ દુષ્ટ ક્યાંથી આવ્યો વળી.

**જસરાય**—
કીલ્લેદારી કરી હું ત્યાં ફાવ્યો, રાણીને મળી પત્ર લખાવ્યો;
દીવાળીના દીવસ પછી તે જાણો છો સૌને શું કહેવરાવો.

**ઠાકોર**—ભાઇ તમે જરી આરામ કરો, હું હાલ જઇને આવુંછું.
( જાયછે. )

**જસરાય**—બહેન ચાલો અંદર. ( જાયછે. )

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ-માંડવગઢની કચેરી.

**સાહેબસીંગ**—મોતીસીંગભાઇ, બળી આ નોકરી, ધાડ પડી હોય, ચોરી થઇ હોય, લઢવા જવું હોય, અને તોપને મોઢે ચઢાવવા હોય તો આપણે, અને પેલો ઠાકોર તો બેઠો પગાર ખાયકે?

**મોતીસીંગ**—મને પણ એજ વિચાર આવે છે કે સાળુ આ શું! સહેજ કામ હોય તો પણ રાજા એને નથી કહેતા હવે કરવું કેમ ?

**રણછોડલાલ**—કેમ ભાઇ, આજ તો પહેલા ને બીજા દરજાના ઉમરાવો શું ગોષ્ટી કરેછે, હમારા જેવાને કોણ પુછે ભાઇ?

**સાહેબસીંગ**—સાહેબ, આપથી શું અજાણ છે? જુઓને દાકોર, હવે એને કાઢવાની કંઇ યુક્તી છે?

**દોલતસીંગ**—સૌથી સહેલો ઉપાય શો કરવો કે આપણું કામ થાય?

**સાહેબસીંગ**—એણે રાજાને કહ્યું છે કે જે કામ કોઇથી ન થાય એ કામ મારે કરવું તો લાલદરવાજે રાક્ષસ આવે છે તેને મારવાનું રણછોડલાલભાઇ રાજાને કહે, ને વખતે જ્યારે રાજા પુછે ત્યારે આપણે સઘળાએ ના કહેવું એટલે એને મોકલશે ત્યાં ભાઇના ઘાટ ઘડાશે.

**મોતીસીંગ**—વાહવા ! ભાઇ વાહવા ! ટાઢા પાણીએ ખસ કાઢવા માંડી. ( તેવામાં સીપાઇ સોનેકી છડી, રૂપેકી મશાલ, જરીયનકે વાગે, મોતનકી માલ, રાજનકે રાજ, ભુપનકે ભુપ, મહારાજધીરાજ ઘણી ખમા.)

**સઘળા**—ચાલો, ચાલો, રાજાજી પધારે છે. (સર્વે બેસી જાયછે).

**રાજા**—મારા બહાદુર બાવનવીરો આજે સઘળા કેમ ઉદાશ દેખાઓછો ?

**સામંતસીંહ**—મહારાજા, લાલ દરવાજે રાક્ષસ આવેછે તેને બે માણસ નીત્ય જોઇએ છે, કાલે મોતીસીંહનો વારો છે, તેમને તો એકનો એક છોકરો છે તેને મોકલવો પડશે તેથી દીલગીર છીએ.

**રાજા**—મોતીસીંગનો છોકરો ! (હસીને) બીજા કોઇને મોકલો!

**વીદુષક**—મહારાજ એવો અન્યાય ન થાય એ તો વારે આ-વી ડોસી પણ નાચે.

**રાજા**—શુરવીરો, જેનો વારો હોય તે જાવ, આજે સભામાં હું બીડું મુકું છું કે જે રાક્ષસ મારશે તેને પહેલા દરજ્જાનો અમીર બનાવીશ અને રોજના સાડાપાંચસેં સોનૈયા આપીશ ને મારે જમ-ણે હાથે તેની ખુરશી રહેશે.

**સઘળા**—(મરવા કોણ તૈયાર થાય) કોઇની શક્તિ નથી. મ-હારાજ, ઠાકોર કહેતા હતા કે જે કામ કોઇથી ન થાય તે હું કરીશ તો આ કામ કોઇથી થતું નથી તો એને સોંપવું જોઇએ.

**રાજા**—હા, એ વ્યાજબી છે. બોલાવો. (જાયછે.)

**ચંદન**—(આવી કટારથી રાજાનો હાથ મેળવી બેસેછે. પુછેછે.) કેમ વારૂ આ બીડું શાનું છે?

**રાજા**—લાલ દરવાજે રાક્ષસ આવેછે તેને મારવાને માટે છે, અને જે મારશે તે ઉપર પ્રમાણે પામશે.

**ચંદન**—રાજન હું મારૂં એમાં શક નહીં.

(બીડું લઈ ખાઇ જાયછે).

**સઘળા**—( મોંમાં આંગળી ઘાલી ). જુલમ કર્યો ( મોટેથી ) સાબાશ, સાબાશ.

**સઘળા**—જય જય સસીધર દુઃખહર,
સાહ્ય કરો ઇશ મોરારી,
અરજી અમારી લઇ સ્વીકારી,
જસ દે રાક્ષસને સંહારી, જય જય.

સાક્ષાતા, પીતુ માતા, ગુણુ ગ્નાતા, સુખદાતા.
ત્રીભુવન ત્રાતા, કર વીખ્યાતા, બાળ તારે આવે
શરણેરે બાળ તારે આવે શરણેરે. જય જય.

## પ્રવેશ ૭ મો.

### સ્થળ-લાલ દરવાજો.

**ચંદન—** ૭૦

ગયું ક્ષત્રી બીજ હાયે, મુજથી નવ કહેવાયે. ગયું.
દે મ્લેચ્છને કન્યાય, કરે અન્યાય, નવ શરમાય,
અદેખા થાય, સુખ કોઇનું નવ સહેવાયે. ગયું.
આણીને ખાર, કરવા મુને ઠાર, કરી વીચાર,
કહી સરદાર મોકલીઓ હાં એ. ગયું ક્ષત્રી.

અરે એ દુષ્ટો એમજ ધારતા હશે કે ચંદનનો નાશ થશે પણ પરમાત્મા જેની બાંહ્ય ઝાલેછે તેનો બેડો પાર.

પાંડવોને પીશાચ વાળા ઘરમાં રાખ્યા, લાખા ભુવનમાં બાળ્યા, બનતી કોશેશ કરી, અને છેવટ જુગાર રમાડી જંગલમાં કહાડયા અને વળી જંગલમાં પણ અત્યંત દુઃખ દીધું, પણ આખરે સત્ય-નો જય થયો, અને ઇશ્વિરે તેમની લાજ રાખી તો મારી પણ રાખનાર એજ છે.

**કુંવરીની દાસી—**આ હા હા! આવો સગુણ! સકોમળ સ-કુમાર, બીચારો નાહક માર્યો જશે. અરેરે રાજા, તેને દયા પણ ન આવી. આ બીચારો શું રાક્ષસને મારશે? શીવ, શીવ, શીવ, કુંવરી કહેતી હતી કે ઠાકોર દેખાડ પણ કદી મળ્યા નહિ, જો

મળ્યા હોત તો કુંવરી રાજાને સમજાવી દેત અને આ વખત આવત નહિ.

**ચંદન**—(તલવાર કાઢી) માતુ તૈયાર થા. મરવું યા મારવું. જસ યા અપજસ સઘળું હવે તારા હાથમાં છે.

**દાસી**—અહાહા! આ તલવાર પકડી છે તેથી એના નાજુક હાથ કેવા જાણે હાલજ ભારથી નમી પડશે અરેરે ઇશ્વર આ શું કર્યું?

**ચંદન**—હા ઠીક મને યાદ આવ્યું, શ્રી અરાસુરની રાણીએ મને કહેલું કે સંકટ સમયે યાદ કરજે, હું તને મદદ કરીશ તો આ વખત ઠીક આવ્યો છે, ચાલ સ્તુતિ કરૂં.

૭૧

અરે અંબીકા કૃત્ય આ શું કર્યું, મુનીવ્રત માતું કેમ આદર્યું;
કૃપાળુ કૃપા કર તું મોરી માત, દર્શન દઇને તું સાક્ષાત.
ટાળી ભકતોનાં ભયંકર દુઃખ, કાપી દુશ્મનોને આપ્યું સદા સુખ;
ડુબ્યો ભરદરીયામાં દાદ સ્વીકાર, ઝાલી હાથ માજી મુજને તું તાર.
કર્યું મહીસાસુરનું મર્દન, માર્યા કંઇક રાક્ષસો ગર્દન;
રોળ્યો રક્તબીજ તેં રણની માંય, સંહાર્યા શુંભ નીશુંભ બે ભાઇ.
કર્યું ચંડમુંડનું તેં નીકંદન, આપ્યું સુખ દેવોને થઇ પરસન,
તેજ દેવી તું સુણને અરે, કરે ચંદન વિનતી નમીને ખરે.
સંહારી રાક્ષસને તું આજ, માગું એટલું મા મુજને જસ આપ.

**દેવી**—(અંત્રીક્ષથી) સેવકને હું સદા સહાય છું. સાને થાય નીરાશ;
ઘા કરજે ઉમંગથી, પુરીશ પુત્ર તુજ આશ.

**ચંદન**—વાહ! આજે ધન્ય ભાગ્ય. હવે ફીકર નથી.

(દરવાજા બહાર રાક્ષસ બુમ પાડે છે.)

**ચંદન**--અરે એ આવ્યો. કહી તરવાર ખેંચી દરવાજાની બારી નજીક ઉભો રહેછે.

**રાક્ષસ**--( ડોકુ ઘાલેછે ) ચંદન ઘા કરેછે ને ડોકું જુદું થાય છે.

**દાસી**--( પોંચા કરડતી ) ગજબ કર્યો સાબાશ છે? લાવ કુંવરીને જઇને કહું કે આવો વર ફરી નહીં મળે. ( જાયછે.

**ચંદન**--એમને એમ જવું ઠીક નહિ, કંઇ પણ નીશાની જોઇએ. ( નાક, કાન, કાપીલઇ ) દરવાજાની વચ્ચે ઉભો કરેછે.
હવે જાઉં. લોકો જાણશે કે રાક્ષસ ઉભો છે તેથી ગમત પડશે.

(જાયછે.)

( **મોહનભાઇ**--ઝવેરભાઇ ઉતાવળા આવેછે, દરવાજા નજીક રાક્ષસ જોઇ " એ મારા બાપ ખાધો. " ફરી પડતા ગબડતા નાશી જાયછે. )

# પ્રવેશ ૮ મો.

## સ્થળ-કુંવરીનો મહેલ.

**વીમળા**—દાસી, રાત્રીના બાર વાગ્યા છે, આ સમયે તું ક્યાં ગઇ હતી ? સ્ત્રી માણસે રાત્રે ભટકવું વ્યાજબી નથી તે તું નથી જાણતી ? હું જાણુંછું કે તું ગુણવાન અને ડાહી છે પણ પીતાજી જાણે તો કેવા વિચાર કરે ?

**દાસી**— તું સાંભળ બાઈ મારી, શું વાત કરૂં વીસ્તારી,
ઠાકોરે બીડું લીધું, દરવાજે કામ શું કીધું,
રાક્ષસ નાંખ્યો સંહારી, તું સાંભળ બાઇ મારી,
રૂપ ગુણ ને ધન્ય ચતુરાઇ, ધન્ય માતુ એની બાઇ,

અક્કલની ખુબી છે ન્યારી, શું વાત કહું વિસ્તારી.

**વીમળા**—શું ઠાકોરે બીડું લીધું હતું ! ત્યાં જઇને રાક્ષસને મારી નાંખ્યો ! શું કહેછે ! સાચી વાત !

**દાસી**—સઘળું સાચું શાણી બાઇ, વીચાર વારા મનમાં કાંઈ;

કુંવર કનૈયો મળે ન આવો, પરણી એને લેવો લાવો.

એક ઘાથી કરી ઠાર, પહોંચાડયો એને જમદ્વાર (૨)

ક્ષત્રીબચ્ચે કરી વિચાર, નાક કાન કાપ્યાં તે ઠાર.

**વીમળા**—શું વાત ? એવું છે તો જા, એકદમ બોલાવી લાવ. એનાથી ચઢે એવો બીજો કોણ છે ? કે તેની સાથે લગ્ન કરૂં. નહીં, નહીં, દાસી, જલ્દી જા ને બોલાવી લાવ.

**દાસી**—બાઇ, રાજ દરબારી નર છે ખુશી હોય તો આવે, નહિં તો સાફ ના પાડશે. તમે તો ધારતાં હશો કે તમારા પીતાને નોકર છે, એટલે ઝટ આવશે પણ એવી આશા રાખશો નહિ.

**વીમળા**—દાસી, તું નોકર, નોકર નહીં કર.

**દાસી**—ઓ, હો, હો ! બાઈ જ્યારે પરણુશે ત્યારે તો બાકી જ શું ?

૭૨

**વીમળા**—દાસી સીદને દમે, ચાળા મુને નહિં ગમે,

ધરી હુકમ શીર, જલ્દી જા તું બોલાવા,

**દાસી**—થયાં ઠાકોરનાં રાણી, એમ મનમાં પોતે જાણી,

કેમ ધમકાવેછે મુને, વાહવા, વાહવા,

**વીમળા**—થઇ દાસી અરે નાર, કરે મશ્કરી આવાર,

તારા મનમાં વિચાર. નહોતું ખાવા. (૨)

**દાસી**—વાહ બાઇ, ગુસ્સે શું થાઓછો ! હાલ જઉંછું ને બોલાવી લાવું.

પણ...............તમે કંઇ ચીઠ્ઠી લખી આપો તો ઠીક.

**વીમળા**—વ્હાલી દાસી, તું હવે વાર ન કર, જલ્દી જા, અને મારા મુખના પાનને જલ્દી લાવ.

**દાસી**—બાઇ, આવશે, ઉતાવળ ન કરો. ધીરજનાં ફળ મીઠાં છે. હું હાલ જઇ બોલાવી લાવુંછું.

**વીમળા**—પત્ર વગર નહીં ચાલે વારૂ ?

**દાસી**—ના બાઇ, એ આંકડા પાડી આપો. (લખેછે).

**વીમળા**—લે આ પત્ર આપજે અને જો આનાકાની કરે તો કહેજે કે સ્ત્રીહત્યા થશે. પાપથી બીતા હો તો ચાલો. જો નહિ આવો તો મારી બાઇ મરશે એ હત્યા તમને લાગશે.

**દાસી**—વારૂ, બાઇ જાઉંછું. (જાયછે).

**વીમળા**—પ્રીતાનો પ્યાલો પાઉં હું પ્રીતે પ્રીતમ મુજ પધારશેરે,
અરે હાં, પીઉડો મુજ પધારશેરે.
એને હું પરણી, થઇશ ઠકરાણી,
આનંદમાં દીન, ગાળશુંરે. અરે હાં.

ચાલ, હાલ તો ભોજન તૈયાર કરૂં કારણ મારો જીવજાન ચાલીને આવશે તે ભૂખ્યો થઇ જશે, માટે ચાલ કાંઇ રસોઇ તૈયાર કરૂં.

(જાયછે.)

---

## પ્રવેશ ૯ મો.

### સ્થળ-ચંદનની હવેલી.

**જસરાય**—વીરા, હવે આપ ઘેર પધારો અને ત્યાં ગયા બાદ

સારંગપુરની ગાદી સંભાળશો કે અહીં આનંદમાં દિવસ ગાળશો. બાર વરસ પુરાં થવા આવ્યાં છે. સઘળા ચોહાણો રાહ જોઇ બેશી રહ્યા હશે કે રાજકુમાર વિદેશથી ક્યારે પધારે.

**ઠાકોર**—ભાઇ, એતો હું ભુલી ગયો હતો. ગઇ કાલે દામોદરદાસ દીવાનપર સારંગપુરથી પત્ર આવ્યો હતો તેમાં કરમચંદ કારભારી લખે છે કે આજસુધી રાજ સાચવ્યું છે ? હવે મુસલમાનોનો જુલમ અમારી પ્રજા ઉપર થોડો ઘણો થવા લાગ્યો છે માટે આપણે થોડા દીવસે જવું જોઇએ.

**કનક**— ૭૩

તે કેમ વિસર્‌‌ું પ્યારારે (૨) મારારે. તે.
ક્ષત્રી કુળદીપક છો સ્વામી, સ્હાય થશે પ્રભુ અંતર્યામી;
આવે નહિ કાંઇ ખામી, રાણાપદને પામી, કીર્તી જાશે ઘણી જામી,
સાંધાવો સ્વામી શહેરમાંરે. તે કેમ. મારારે. તે.
જોશી જસરાજે જે જોયું, સાંભળી તે મુજ મનડું મોહ્યું
લેં હથીયાર થૈ તૈયાર (૨) કરી વીચાર દીલ લગાર
શત્રુ કરવા ઠારરે, તે કેમ. મારારે. તે.

**સીપાઇ**—ઠાકોર સાહેબ, વીમળા કુંવરીની દાસી અંદર આવવા માગેછે.

**જસરાય**--ભલે આવવા દો. (આવી કાગળ આપેછે.)

**દાસી**--વખતે ઠાકોર નહિ માને તો શું કરવું, લાવને ઠકરાણીનેજ સમજાવું.

**કનક**--કેમ દાસી. તારી બાએ શાનો સંદેશો મોકલ્યો છે ?

**દાસી**--બાઇ, એમણે ઠાકોરની સાથે લગ્ન કરવા નક્કી ઠરાવ

કર્યો છે અને ક્ષત્રીપુત્રીએ તો જે માન્યો તેજ સ્વામી તે આપ જાણોછો. હવે તો જો ઠાકોર સાહેબ ના પાડશે અને નહિ આવે તો કુંવરી દેહત્યાગ કરશે. એ પાપ ઠાકોરને. મને કહ્યું છે કે તું ઠકરાણીને કહેજે કે સમજાવી મોકલે નહિ તો સ્ત્રીહત્યા તમને લાગશે.

**કનક**—અરે દાસી, તું ગભરા ના. હું હાલ મારા પતીને કહીશ. સ્ત્રીને લાયક પતી માટે કેટલી વિપતી પડછે, તે હું જાણુંછું માટે જરૂર મોકલીશ. ચાલ.

**ઠાકોર**—બંધુ જસરાજ, પત્ર વાંચો, અંદર શું લખ્યું છે ?

**જશરાય**—વીરા, ઠાકોર સાહેબને પહોંચે અને વળી ખાનગી છે એવો પત્ર મારાથી ન વંચાય માટે આપજ વાંચો.

(કહી પાછો આપેછે).

**ઠાકોર**—(પત્ર વાંચેછે).

૭૪

ઠાકોર (૨) આપ પધારો અબળા આવી ઉગારો;
પરણી (૨) ચૂકી મન મારા ભલે આપ આવો કે નહી પ્યારા.
મરશું (૨) નક્કી મન મોહન દરશન વીણુ લેવું નહી અન્ન
દક્ષા (૨) ગૌ બ્રાહ્મણ કરવી, અબળા અરજી ઉર ધરવી.
જાણી (૨) આ સઘળો મર્મ જે ક્ષત્રીતણો છે ધર્મ;
જો ચૂકયા (૨) તો હું મરીશ સ્ત્રીહત્યા તમ શીર ધરીશ.

વીરા, આ તો ગજબ કર્યો હવે શું કરવું ?

**જસરાય**—ભાઇ ક્ષત્રીનો ધર્મ છે એમાં ગજબ શો ? જાઓ અને એની ઇચ્છા પુર્ણ કરો. હવે એ ચાલવાનું નથી.

**ઠાકોર**—શું જાઓ ! અસ્યા જેનું લુણ ખાધું તે હરામ કરવું?

**જસરાજ**--ત્યારે શું સ્ત્રીહત્યાના બોજામાં પડવું !

**કનક**--ના, ના, ખુશીથી જઇને લગ્ન કરવું.

**ઠાકોર**--વાહ પ્રીયા વાહ ! તુ સ્ત્રી થઇ તારી હયાતીમાં બીજી પરણવા કહેછે એ શું ?

**કનક**—ક્ષત્રીપુત્રે, અબળાવાર કરવા જવું ખુશી નહિ એ શું!

**ઠાકોર**—પ્રીયા મમ પ્રાણથી પ્યારી જઉછું હું આવારી,
કરી તેં જ્યારે લાચારી જવાની વાત વિચારી. પ્રીયા.
કરી લગ્ન થઇ મમ સીંગીશ હું પ્રીતે પ્રેમવારી. પ્રીયા.
સુખે રહેજો ફીકર તજજો, કરીશ ત્યાં નક્કી દીલદારી. પ્રીયા.
(જાયછે.)

**જસરાજ**--બ્હેન તમે આટલું કહ્યું ન હોત તો એ જાત નહિ.

**કનક**--ભાઇ, મને વીતી છે, તે મનેજ યાદ છે; કેમ ના કહું?

**જસરાય**--બ્હેન, મારે સરકારી કામ છે માટે જઉંછું.

**કનક**---હું પણ પ્રાતઃસામગ્રીને માટે જઉછું. ( બંને જાયછે).

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ-વીમળાનો મહેલ.

**દાસી**--બાઇસાહેબ, ઠાકોરસાહેબ પધારેછે.

**વીમળા**—ક્યાં છે ! આગળ આવી
મનમોહન મહેલે પધાર્યા દાસીનાં દુઃખ વીદાર્યાં.

**ઠાકોર**--મારો ધર્મ એ નારી મેં ફરજ બજાવી મારી.

**વીમળા**—પ્યારી કહીને બોલાવો હેતે હૈયે દબાવો..

**ઠાકોર**—લ્હેરી લલના લલચાવો વીચાર કરી બોલાવો

**વીમળા**—સ્વામી, વીચાર શાનો ? હું ખુશીથી મારૂં તન મન અને ધન એ સર્વસ્વ અર્પણ કરૂંછું, તોપછી વીચાર હોય કે ?

૭૫

**ઠાકોર**—અહો રાજકુમારી (૨) ફરી મતી તમારી શું જાણું,
**વીમળા**—વ્હાલા વદો શું વીચારી (૨) બનો ક્ષત્રીવટથી અજાણ,
**ઠાકોર**—પુછીને પીતાને તમે (૨) વરવા કરોને વીચાર,
**વીમળા**—શાણા શીદને સતાવો (૨) છું હું નોધારી લાચાર.

પ્રેમી પંખી પોઢી રહ્યા, પ્રાણાધાર પલંગ;
વીરહી ઉડી જાય તો, વીરહણી બાળે અંગ.
લ્હેરી લાલાજી તમે લ્યોને સ્વીકારી,
સાબાશ સલુણી શુદ્ધમતી તેં વીચારી.

**વીમળા**—ભલે જીવ આ જાય જો પછી માંહી,
મરૂં કે જીવું પણ ડગું લેશ નાહિ;
માન્યો જેને મનથી સદા મોટો જાણી,
રહીશ તેની સાથ હું આનંદ માણી.

**ઠાકોર**—સાબાશ, સાબાશ, ધન્ય છે તારા ટેકને.

૭૬

**વીમળા**—ખીલી જોબન વાડી આ સંસારની,
કરી ચુંબન લ્યો લ્હેર શૃંગારની.

**ઠાકોર**—ભોગી ભ્રમર ઉભો છે આ પાશે,
ખુશી કરો સલુણી સુવાસે,

**વીમળા**—મારા ભ્રમ જો જરા અચકાવો,
દાસીના દીલ માણી આવો.

(બાદ હીંડોળાપર બેસેછે).

**વીમળા**—સ્વામી, આપને ઘણી તસ્દી પડી હશે.

**ઠાકોર**—વ્હાલી, પ્રાણપ્રીયાને મળવા જવું એમાં તસ્દી શાની!

**વીમળા**—સ્વામી, લ્યો આ મધુ, બહુજ સરસ આપને માટે મંગાવી મુકયો છે.

**ઠાકોર**—પ્રીયા, હું નહિ લઉં ? રહેવા દીયો.

૭૭

**વીમળા**—મીઠો છે મધુ પ્યારા, પીયોને મારા (૨)
લ્યો લટકાળા લાલા, દીલ હરનારા (૨)
પ્રીતીનો પ્યાલો, પીઓ પ્રેમીલા (૨)
રંગીલા રસીલા, વ્હાલા છેલ છબીલા (૨)

**ઠાકોર**—છોડી દે છબીલી હઠ મધુ પીવા તણી
મારે નહિ પીવો પ્યારી છોડયો તુચ્છ ગણી. છોડી.
દારૂ દીવાનો કરે, વળી દુરબળ દુરમત,
ફીટ ફીટ લોક કરે ઘણા હકાયે કુતરા વંત;
મારે તો હરામ છે, પ્રીયા જાણો જરૂર,
માટે વ્હાલી મારી. રાખો એને દુર. છોડી દે.

**વીમળા**—સ્વામી, રહેવા દો ત્યારે, આ મુકયો, આપ સહેજ સયન કરો.

( પોતાના ખોળામાં માથું મુકાવેછે ઠાકોર સુઇ જાયછે. બાદ વીમળા પણ બેઠે બેઠે નીંદ્રાવશ થાયછે. )

**રાણી**—(અરે કેમ કંઇ આજે કુંવરીએ મહેલમાં આવી રોશની કરી છે આજે કંઈ તહેવાર તો છે નહિ ?)

( આગળ જઇ જુએછે. )

અરે આ તો ગજબ થયો ! આ પેલો ઠાકોર મારો નોકર,

તેની સાથે કુંવરી શયન કરેછે. હાય ! હાય ! આ શું ! હવે ગમે તેમ કરીં ઠાકોરને ઠાર કરવો. નહિ તો લોકોમાં ફજેતીના ફાળકા થવાનાજ; ચાલ હાલ જઉં અને રાજાને કહું કે કાલ સવારેજ એને ઠેકાણે કરે. (જાયછે).

---

## પ્રવેશ ૧૧ મો.

### સ્થળ–રાજભુવન.

**રાજા**—દાસી, તારી બાઇ ક્યાં છે ? બોલાવને તાકીદે બોલાવ.

**દાસી**—રાજાધીરાજ, પોતે કુંવરીને મહેલે ગયાં છે, હમણાં આવશે, પેલાં આવે.

**રાણી**—પ્રીયપતી, અભીવંદન કરૂંછું. (આવેછે).

**રાજા**—પ્રીયા અત્યાર સુધી શું કરતાં હતાં ? કુંવરીની તબીયત તો ઠીક છે કે ?

**રાણી**—હાય ? એ કુંવરી પેદા ન થઇ હોત તો હજાર દરજે સારૂં હતું.

**રાજા**—વ્હાલી, એવું કહેવાનું શું કારણ છે ?

**રાણી**—શું પુછોછો વાત સ્વામી. શું પુછોછો.
નોકર ઠાકોર આપણો છે, સુતી તેની સાથ. શું પુછોછો.

**રાજા**—શું કહેછે ! હોય નહિ, ઠાકોર નહિ હોય.

**રાણી**—નજરે જોવું હોય તો જાઓ ઉઠીને સાક્ષાત. શું પુછો.

**રાજા**—અરેરે ! પુત્રી સુતી હોય ત્યાં બાપે જવું એથી તો મરવું હજાર દરજે સારૂં અને જે હીચકારા લોકો પુત્રીનું છીદ્ર જોતા હશે તેમને લાખોવાર ધીક્કાર છે.

**રાણી**—સ્વામી, હવે વીલંબ ન કરો કંઇપણ ઉપાય શ્યો કે જેથી આપણી ઇજતને બટ્ટો ન લાગે.

સ્વામી સુઝતું નથી શું તમને, બોલાવો ઝટ મારાને;
ઠાર કરી ઠેકાણે નાખે, ભગવત લજ્જા એ રાખે. સ્વામી.
એમ નહી થાએ જો પ્યારા, મરીશ નક્કી હું તે જાણો;
તેડાવો તાકીદે ત્રણને, અંતર જો કહ્યાપણ આણો. સ્વામી.

**રાજા**—પ્રીયા એમ છે તો લ્ય બોલાવરાવું; દાસી જા પેલા ત્રણ ખુનીઓને બોલાવી લાવ. (જાયછે).

**રાણી**—પ્રાણેશ, કુંવરીએ ગજબ કર્યો, એને પણ મારી નાખી હોય તો સારી.

**રાજા**—નાહ હવે એને પરણાવી દઇશું, એટલે બસ.

**મારાઓ**—(આવેછે) દાદા હુ કરવા બોલાવ્યા !

**રાજા**—જાઓ વેગે જાઓ વેગે જંગલમાં હે જાઓ (૨)
ઠાકોરને લઇ જાઓ, પુરો કરી પાછા આવો. જાઓ.
જાણે નહિ કોઇ જેમ આપણે સઘળું કરવું તેમ,
ઠાર કરી એને આવો ઘેર કુશળ ખેમ. જાઓ.

**મારાઓ**—બાપા, અમે આણઘડીએ જાસું ને ઠાકરડાને મારી નાંખીને પાછા આવહું તમે જરાએ ગભરા હો ના ઇને લઇ જાહુ ને કોઇને જાણવા દેહું નહી.

**રાજા**—અલ્યા જોજો, વીમળા બેનને હળવેથી ઉપાડી લેજો એનો વાળ વાંકો થાય નહી. જો કદી કંઈ થયું તો અવળી ઘાણીએ પીલી નાંખીશ.

**મારાઓ**—ઠીક બાપા ઠીક. ( જાયછે ).

**રાજા**—પ્રીયા ચાલ હવે જમવાનો વખત થઈ ગયો ઉઠ.

( જાયછે ).

---

# પ્રવેશ ૧૨ મો.

## સ્થળ-જંગલ.

**મારાઓ**—ભાઇ, ખાટલું ઉતારો હવે તો બહુ ભાર લાગ્યો.
( કહી ઉતારેછે. )

**રામલો**—નારણા કાકા, હું જુઓ છો. કરો ઘા,

**નારણો**—અરેરે, આવો રાજાનો છોરો તેને કેમ મરાય ? રાજા તો ગાંડો થયો આપડે તો નથી મારવાના.

**હીરીઓ**—અલ્યા લુણહરામી થઇએ, માર્યા પાખે જો જંઇએ,
રાજા જાણે તો આણે, નક્કી આપણો કાળ.

**નારણો**—પણ. કુંવરી શું કહેશે ભાઈ તે તો તું સંભાળ.
અલ્યા લુણહરામી.

**રામલો હીરીઓ**—હોવે કાકા હોવે એ તો ભુલી જ્યા. વખતે રાજાની રીહ જતી રહે, ને કુંવરી કહે કે મારનારને અવળી ઘાણીએ પીલી તેલ કાઢો તો આપણે તો મુઆ જાણો.

**નારણો**—તારે કેમ કરવું ? મારો, વીચાર શો કરોછો ?

**રામલો**—કાંય નહી, ઠોકોને હું ( તલવાર ઉગામેછે. )

**નારણો**—મારો બેટો મારીજ નાંખશે. લાવ ઠાકોરને જગાડુ.
( કહી તલવારની અણી ઘોંચેછે. )

( ઠાકોર એકદમ ઝબકી ઉઠી નારણાને મારવા જાયછે. )

**નારણો**—ખમા બાપુને ખમા.

**ઠાકોર**—બોલો અલ્યા લુચ્ચાઓ, કેમ અહિં લાવ્યા મુને;
ક્યાં છે પ્યારી વીમળા ઝટ દેખાડી દો તમે. બોલો.
( બતાવ ) ( કહી ત્રણેને હંટર મારેછે. )
યાદ રાખો આજ તમને. પીલાવી દઉ ઘાણીએ,

તેલ કાઢી તમારૂં ને પીવડાવું તમ નારને. બોલો.

( હંટર મારેછે. )

**હીરીઓ**—બાપા, અમારો વાંક નથીરે..........

**ઠાકોર**—( હંટર મારેછે ત્રણેને ) બોલો સાચું કહી દો.

**નારણો**—દાદા, આપ કુવરોને મહોલે સુતા હતા તે રાણીએ દેખ્યું. ને રાજાને કહ્યું.

**ઠાકોર**—એ સાચી વાત ? પછી શું થયું ?

**રામલો**—( કહેતો ગભરાયછે. ) પછી કશુંય નહી.

**ઠાકોર**—( હંટર મારી ) ચાલવા દે, ડોસા, પછી શું ?

**નારણો**—બાપુ, પછી અમને બોલાવી કીધું કે એને મારી નાંખો એટલે હમે અહીં ઉંચકી લાવ્યા ને મારવા મેં ના કહ્યું ત્યારે રામલો કહેછે મારો.

**ઠાકોર**—( રામલાને ) કેમ તું કે ? ( હંટર મારેછે ).

**નારણો**—પછી મેં અણી ધ્રોચીને આપને જગાડયા. બાપું હવે આપ અમને જીવતા જવા દો. અમે રાજાને કહેશું કે મારી નાંછીને આવ્યા. તમે ચ્યાં જતા રહો !

**ઠાકોર**—ડોસા તેને જવા દઉંછું પણ યાદ રાખજે કે જો કોઇને કહ્યું કે જીવેછે તો તને ઠાર મારીશ. જા અને હવે શું બનેછે તે તમામ હકીકતની મને ખબર કરજે. હું અહીંઆં ઝુંપડીમાં પડી રહીશ રોજને રોજ મને ખબર આપજે બાદ જ્યારે હું શહેર માં આવીશ ત્યારે ખુશી કરીશ. જો, ના આવ્યો તો એમ ધારજે કે કુંવરીને કહેવડાવી કાલેજ પીલાવી નાંખીસ.

**ત્રણે જણ**—બાપા જાહું કામકાજ હોય તો બોલાવજો.

**ઠાકોર**—જુઓ ત્રણે જણ વારાફરતી આવી શહેરની તમામ હકીકત કહી જજો. ( જાયછે )

---

## પ્રવેશ ૧૩ મો.

### સ્થળ-કુંવરીનો મહેલ.

**વીમળા**—દાસી, પ્રાણેશ ક્યારે ઉઠીને ગયા? અને મને અહીં કોણે સુવાડી? સાચું કહે મારા મનમાં કાંઇ શંકા ઉત્પન્ન થાયછે કારણ માતુશ્રી મારા પીતાશ્રી આગળ મારા હૈયાના હારને મારવાની વાત કરતાં હતાં. રખેને? તેમ નથી થયું.

**દાસી**—બાઇ, જાણો છો ને પુછોછો શું?

**વીમળા**— ૭૮

ક્યાં ગયા સ્વામી માંહારા,
અંતર ઉડે અગ્ની જવાળારે, ક્યાં.
પતી પત્નીની પ્રેમ પીડાની, જાણે નહી કોઇ પેર,
થયો શો કેર કોણે વાળ્યું વેર છોડીને દારા. ક્યાં.
પક્ષીઓ પ્રેમે પોકારે પીયુ પીયુ કહી હરરોજ,
માણે બહુ મોજ તમે જાણો છોજ ભુલ્યા કેમ પ્યારા. ક્યાં.

**દાસી**—બાઇશાહેબ, પેલા ખુની લોકો આપણાં નજીક રહેછે તે રાત્રે આપ સુતાં હતાં તે વખતે આવ્યા, મને બાંધી રાખી મારૂં મોં દાબ્યું અને આપને નીચે સુવાડી પલંગ ઉંચકી મારવા લઇ ગયા ને મારી પણ નાંખ્યા...............હશે.

**વીમળા**—હાય! પાપીઓ! મારા ઉગતા સુર્યને અસ્ત પમાડી દીધો તો જુઓ હું તમને દેખાડુંછું. અરે દુષ્ટ માત પીતાજી

એને મારી તમે ક્યાં સુખ ભોગવવાનાં છો ! તમારા જમાત્રનો વધ કરાવ્યો. પાપીઓ તમને હજારવાર ધીક્કાર છે. હાય ! અરે સ્વામી આપને એ દુ;ખનુ મહોત આવ્યું હશે ? (રૂવેછે).

**દાસી**—શાંત થાઓ શાંત બાઇ શાંત થાઓરે,

રાખી વીશ્વાસ, કરો તપાસ, ન થાઓ નીરાશ;
પ્રભુની પાસ, જોડીને હાથ, રક્ષા એની માગોરે. **શાંત.**
છે શુરવીર, એ રણધીર, મરાશે નહી જરૂરરે. **શાંત.**

**વીમળા**—અરેરે ! દાસી, હવે કયાં તપાસ કરીએ. હાય ! (રૂવેછે).

**દાસી**—બાઈ, ગભરાઓછો શા માટે, એમના ભાઇ જસરાયને પુછીએ અને એમની અક્કલ પ્રમાણે કામ કરીએ.

**વીમળા**—હાય ! સ્વામી ક્યાં ગયા ! અરેરે ! આ દાસીને મુકી એકલા કેમ ગયા ? ઉતાવળા ન થાઓ. આપની સેવા ઉઠાવવા આ દાસી આવેછે તેને તેડતા જાઓ,

(કહી કટાર કહાડી પેટમાં મારવા જાયછે).

**દાસી**—( કટાર લઇને ) બાઇ, હું જસરાય તથા કનક બેનને બોલાવી લાવુંછું પછી એમને પુછ્યા બાદ મરજીમાં આવે તે કરજો.

**વીમળા**—

અરર નાથજી છોડીને ગયા, સ્વર્ગમાં જઇ સુખીયા થયા,
પાપી પીતાએ કોપ આ કર્યો, ભવસાગર તણો હીરોરે હર્યો;
દુષ્ટ માવડી ના આવી દયા, અરર સ્વામીરે મુકીને ગયા,
ઘટે ન એકલું સ્વામીરે જવું, ઉભા રહો તમે સાથે હું થઉં.
હાય ! ( કહી પડેછે ને મુર્છા આવેછે. )

**જસરાય**—( આવી પાણી છાંટી ઉઠાડી ) બહેન, મને સઘ-

વી હકીકત કહો પછી હું કહું તે સાંભળો.

**વીમળા**—હવે તમે મને રોકો નહી. મને મારા પ્રીતમને મળવા દો.

**કનક**—બહેન, એકલું જવાનું નથી. હું પણ આવીશ.

( કહી કટાર પોતાના હાથમાં લઈ જય શંકર કરી મારવા જાયછે ).

**જસરાય**—હા પ્રભુ, હું કોને સંભાળું, આ બાજુએ વીમળા મરવા ઉભી છે અને આ બાજુએ કનક મરેછે, વળી મારા દુઃખની વાત કોને કહું? શીવ શીવ..........

**દાસી**—જસરાયજી, રાજાએ મારા મોકલી ઠાકોરને ઉંઘતા ઉપાડી જઈ જંગલમાં મારી નાંખવા કહેલું તે પ્રમાણે થયું છે.

**જસરાય**—અરેરે! ભ્રાતુ? પરમાત્મા તને જીવતો રાખે તે રાજા જખ મારેછે. નહી. નહી એ કદી દુષ્ટોને હાથ મરનાર નથી. અરે બેહેનો, એ એમ નહી મરે. જીવતો હશે, તમે ધીરજ રાખો. હું તપાસ કરૂં ને કંઇ પતો ન લાગેતો તમે ખુશીથી તમારા સ્વામીને મળવા તૈયાર થજો ને જો પછી રોકુંતો લ્યો વચનછે.

**વીમળા** } **કનક** } વીરા પહેલું તો આપણે વેર લેવું. એક બાજુપર શોધ કરાવો ને એક બાજુ વેર લ્યો એટલે હમે સુખેથી હમારા સ્વામીની સેવામાં હાજર થાસું.

**જસરાય**—બહેનો હું કાલ જઈ રેસીડન્ટને મળી ફરીયાદ કરીશ; તમે ગભરાશો નહિ પણ વચન આપો કે મારી રજા સીવાય આપ પ્રાણ ત્યાગ નહિ કરો.

**વીમળા** } **કનક** } ( વચન આપેછે ) વીરા ગમે ત્યાંથી તમારા મીત્રને લાવો હાય? હાય? ( રૂવેછે. )

**જસરાય**—હું હાલ, જઈ રેસીડેન્ટને મળુંછું. (જાયછે.)

**સઘળાં**--                ૭૯

પ્રીતેથી નમી તને આજે વીનવીએ ( ૨ )
સાંન્તી આપ મેળવી નાથ
કાળ તાપ દુઃખો કાપ
સ્હાય સ્હાય સ્હાય સ્હાય.—પ્રીતે
આરાસુરમાં આપ વસોછો સંખલપુરની રાણી
સ્હાય હમોને કરોને માતુ સેવક તારાં જાણી.
દુખ હરી સુખ કરી.
નાથ મેળવી આનંદ વૃતિ વરસાવોરે—પ્રીતે

**વીમળા**—એન કનક, જસરાય ફરીયાદ કરે તે વખતે હું તેમનો વકીલ થઇ જવા ધારૂંછું. કારણ એ હવે મારો બાપ નહિ પણ મારો કટ્ટો દુસ્મન બન્યો છે માટે પુરે પુરૂં વેર લેવું.

**કનક**—એન, કેસમાં તમારી જરૂર પડશે માટે મને જવાદો હું જઉછું પછી મળીસ.                ( જાયછે )

## પ્રવેશ ૧૪ મો.

### સ્થળ-રેસીડેન્સી.

**પહેરેગીર સીપાઇ**—અબે એ કાં જાતા હે?

**જસરાય**—રેસીડન્ટ સાહેબને મળવું છે; એક અરજી આપવી છે.

**સીપાઇ**—અભી થોડી દેર ઠેરો. થોડી દેર પીછે અરજદાર પોકારેંગે ઓ બખત હાજર રહેના. કાયકી અરજીહે? મેંને સુણા હે કે વો ઠાકોર સાહેબ થેકે ને ઉસકા ખુન હુવા હે ઉસકા કોઈ

સગા વ્હાલા નહિ હે. અરજી કરેતો મેં બી સાબકું બોલું કે બીચારા અચ્છા આદમી થા.

**જસરાય**—ભાઇ, એજ બાબત છે.

**સીપાઇ**—યા અલ્લા. ઓ એસા ઉમદા આદમી થા કે હમારા મુકામ ગયે બરસ ઇદર આયા થા ઉસ બખત ઇનામ કે બાસ્તે એક સુકન લાલ તો પચીશ રૂપે નીકાલ દીયે થે. કયા અચ્છા આદમી. બેઠો ભાઇ બેઠો.

**નારણુ**—અરજી કરવા આવ્યો છો એ પણ હું કેછે તે હાંભળીને જાઉ.

**રસીડેન્ટ**—સીપોય. ( ખુરશી લાવ ) ઓર અરજદારકુ પોકારો.

**સીપાઇ**—અરજદાર હાજર હે. (૨)

**જસરાય**—( સલામ કરી ) અરજી આપેછે,

**રેસીડેન્ટ**—( વાંચ્યા બાદ ) કયા ઓ ઠાકોરકુ માર ડાલા ?

**જસરાય**—હા ખુદાવીંદ.

**રેસીડેન્ટ**—ઓ માય લોર્ડ. એસા બહાદુર આદમીકું મારકે અબ કયા કરેગા. કેમ, રાજા.

**નારણો**—ઓ મારા બાપા, સાહેબ પણ ઓળખેછેને !

**રેસીડેન્ટ**—કેમ કોઈ સાહેદ છે કે નહી ?

**જસરાય**—ખુદાવીંદ, સાહેદ પરવરદીગાર, બીજો કોઇ નહિ

**રેસીડેન્ટ**—સીપોય. ચીટનીસકું બોલાવ. ( જાયછે. )

**હરીલાલ ચીટનીસ**—આવેછે.

**રેસીડેન્ટ**—વેલ હરીલાલ

**ચીટનીસ**—સર ( સાહેબ )

**રેસીડેન્ટ**—પ્રોડયુસ ઓલ ધી વેરન્ટસ બી ફોર મી એન્ડ

ફીક્સ ધી ડેઇટ.

(મારા આગળ બધા વારંટ રજુ કરો ને મુદત નાંખો.)

**ચીટનીસ**—સર, નો, નીડ ઓફ વેરન્ટસ.

(સાહેબ વારંટ કહાડવાની જરૂર નથી.)

**રેસીડન્ટ**—વાય ? (શા માટે)

**ચીટનીસ**—ધી પોલીસ કેન સીઝ ધી ક્રીમીનલ્સ ઇન સચ આ કેઇસ વીધાઉટ વેરન્ટસ.

**રેસીડન્ટ**—ઓલરાઇટ.

**ચીટનીસ**—સર, વીઆર ટુ ગો ટુ કોમલમેર ટુ મોરો.

(સાહેબ. આપણો મુકામ સવારે કોમલમેર જવાનો છે.)

**રેસીડન્ટ**—ધેન ઓરડર હીમ ટુ બી પ્રેઝન્ટ ધેર ઓન ધી ટવેન્ટી સેવન્થ ઇન્સટન્ટ.

**ચીટનીસ**—(જસરાયને) તમારા સાક્ષીઓ સાથે તા. ૨૭ મીએ કોમલમેર મુકામે હાજર થવું.

**જસરાય**—વારૂ સાહેબ,

**નારણો**—કોમલમેર મુકામે ૨૭ મી તારીખે આવવાનું કહ્યું ઠીક,

**ચીટનીસ**—જમાદાર, ચીફ કોન્સટેબલને બોલાવો.

**ચીફ કોન્સ્ટેબલ**—સલામ કરી હુકમ ?

**ચીટનીસ**—માંડવગઢના રાજાને કેદ કરી લાવો. એમની છોકરી સાથે કોમલમેર મુકામે હાજર થવું.

**ફોજદાર**—વારૂ સાહેબ. (જાયછે.)

**નારણો**—ગજબ થયો રાજાને કેદ કરી લાવવાનું કહ્યું ચાલ ઝટ જઇને કહું. (જાયછે.)

## પ્રવેશ ૧૫ મો.

### સ્થળ–ઠાકોરની ઝુંપડી.

ઠાકોર—બન્યું હશે કેવુંરે, હાં બન્યું હશે કેવુંરે,
જસરાય કરશે જોવા જેવુંરે, હાં બન્યું.
જો ખુનીઓ આવે તો તો પુછું હું સઘળું
વૃતાંતરે, હાં બન્યું હશે કેવુંરે.
મરાયો જો હોત તો, જાતો મારો વંશ;
નહી આવે જો કોઇ તો, રહી જશે મને દંશરે. હાં.

નારણો—બાપા, રાંમરાંમ, રાંમરાંમ.

ઠાકોર—કેમ ડોસા, ઘણા દીવસે આવ્યો ! શી હકીકત છે ? તાકીદે તમામ વીસ્તારીને કહે ? પહેલું એટલું જ કહે તો કોઇ મુવું તો નથી ?

નારણો—દાદા, કોઇ મર્યું નથી. પણ ગજબ થયો સે.

ઠાકોર— ૮૦

શું કનકે કરી કલ્પાંત દેહ નીજ છોડીઓરે,
વીમળા વણ મોતે મોઇ કે રાજા કોપીઓરે. શું.
કહેને વીરા, જલદી મારા, પ્રાણતણાં એ છે આધારાં,
થયાં નોધારાં, જાણી દેહ ત્યાગીઓરે. શું કનકે.

નારણો—બાપા, ગભરાસો ના બધાં ખેમ કહળ છે.

ઠાકોર—ત્યારે જલ્દી કહેને કે ગજબ શો થયો છે.

નારણો—માતા કેરા સમ છે ભાઇ ખોટુ મુને ભાસેરે;
જસરાજે ફરિયાદી કીધી, રેસીડન્ટ પાસેરે. માતા,

ઠાકોર—હેં, હેં, પછી શું થયું ?

**નારણો**—સતાવીસમી તારીખે ફરી કહ્યું છે જાવારે;
સીપઇ સોને પાંચ મોકલ્યા. રાજા બાંધી જાવારે. રે માતા.
બાપા કહુંછું હાથ જોડીને એ તો ખોટું થાયેરે;
રાજા મરશે રાજ રખડશે રૈયત દુખી થાયેરે. માતા.

**ઠાકોર**—વાહ, વીરા જસરાજ, તારા ગુણનો બદલો હું ક્યારે ને કેવી રીતે વાળી શકીશ. ધન્ય છે તને કે બેમાંથી કોઇને મરવા દીધાં નથી. તેમ ફરીયાદી કરી ઠેઠ પહોચ્યો ને રાજાને શીક્ષા કરવાનું ધાર્યું.

**નારણો**—દાદા, એમાં ધનધન શું કહોછો. ગમે તેમ કરી રાજાને છોડાવો નહિ તો નાક ગયું હમજો.

**ઠાકોર**—ડોસા, ગભરા ના. જો કે મહારો જીવ કહાડવા એણે બનતી કોસીશ કરી તોપણ હું અપકારને બદલે ઉપકાર કરવા ધારૂંછું. હાલ જઇને છોડાવું તો જ હું ઠાકોર લે આ વચન છે.

( વચન આપેછે ).

પ્રીય વાંચકો આ ઠાકોર આપણો ચંદનસીંહજ ઓળખ્યો તો હશે?

**રામલો**—બાપા રામ રામ.

**ઠાકોર**—અલ્યા ક્યાંથી આવ્યો ?

**રામલો**—બાપા આપણે ઘેરથી આવ્યો ત્યાંતો બીજે દહાડે રડારોળને કુટાકુટ કરવા લાગેલાં પણ પેલા જહું ભાઇએ બધાંને છાનાં રાખ્યાં ને અરજી કરવા જતાતા.

**ઠાકોર**—હાં........તનેતો હું ઓળખુંછું; ઠીક છે જોઉં છું

**હરીઓ**—બાપા, અરજી કર્યાનું તો જાણોસોને.

**ઠાકોર**—હા. પણ તું શી ખબર લાવ્યો ?

**હરીઓ**—ત્યારે એટલુંજ કે કનકબા જહુ ભાઇનાં વકીલ

થઇને જવાનાં છે. એવી વાત વીમળાબાને કનકબા કહેતાં હતાં

**ઠાકોર**—અલ્યા, તું તો વળી ઠેઠની ખબર લાવ્યો.

**ત્રણેજણ**—બાપા, હમે તો જાસું.

**ઠાકોર**—ઠીક પાછા આવજો.

**ત્રણે**—બાપા, રામ રામ. (જાય છે.)

**ઠાકોર**—હા પ્રભુ કનક વકીલ થઇ જસે. જસરાય ફરિયાદી. રેસીડેન્ટ એને પણ સારીરીતે ઓળખે છે એટલે રાજાનું નક્કી મોત થશે માટે શો ઉપાય કરવો.

ઠીક યાદ આવ્યું. બારીસ્ટર બની જાઉં તો બેડોપાર. (જાયછે.)

## પ્રવેશ ૧૬ મો.

### સ્થળ-માળાઓની ઝુપડી.

**રાજા મોહનસીંહ**—કેમ અલ્યા તમે સું કરી આવ્યા. પછી કંઇ ખબર કેવા ના આવ્યા કેમ આંખો લાવ્યા છો કે ?

**રાંમલો**—હા બાપુ લાવ્યા સીએ. (અંદર જઇ લાવી આપેછે)

**રાજા**—ઠીક અલ્યા હું જઉંછું તમે કાલ મળજો.

( જવા માંડે છે. ચીફકાન્સટેબલ આવી પકડે છે).

**ગંગાપ્રસાદ**—આપે ખુન કરાવ્યું છે. તેને માટે આપને રેસીડન્ટ પાસે કેદ કરી લઇ જવા હુકમ થએલો છે. લ્યો આ વારંટ ને હવે ચાલો. ( બેડી પહેરાવી દે છે.)

(સીપાઇ તરફ જોઇ ) શું જુઓછો ત્રણેને બેડી પહેરાવી દો અને બાંધો. સાલા એજ લુચ્ચા લોકોએ ઠાકોરને માર્યો છે.

( હંટરથી માર મારે છે.)

**સીપાઇ**—સાબ, એ સબકી જુબાની લીખ લેની ચઇએ.

**ગંગાપ્રસાદ**—રાજાજી બોલો. આપે ખુન કરાવ્યું કે !

**રાજા**—હા, ત્રણે જણને ખુન કરવા મોકલ્યા હતા અને આંખો પણ કાઢી લાવવા કહ્યું હતું.

**ગંગાપ્રસાદ**—ઉભા રહો ધીમે ધીમે બોલો.

**રાજા**—લેવા આવ્યો હતો ને આ લઇને જતો હતો તેવામાં જ તમે પકડી આ દશા કરી છે.

**ગંગાપ્રસાદ**—( ત્રણેને ) સાળાઓ સાચુ કહેજો નહિતો ત મારૂં મોત આવ્યું છે.

**ત્રણેજણ**—બાપા માર્યા નથી તે કેમ કહીએ ?

**ગંગાપ્રસાદ**—( દરેકને પાંચપાંચ હંટર મારે છે ) કેમ માર્યો છે ) કેમ માર્યો છે કે નહી ?

**ત્રણે**—( ત્રાસથી ) માર્યા છે.

**ગંગાપ્રસાદ**—લખાવો ત્યારે

**રામલો**—મારૂ નામ રામલો મારા બાપનું નામ કુબેરો રહેવાશી ઠગપરીનો મારી ઉમર આશરે ચાળીસ વરસની મ્હારો ધંધો ખેતીનો તે મહેરબાન ચીફ કોન્સટેબલ સાહેબની રૂબરૂ પુછવાથી લખાવું છું કે માંડવગઢના રાજા મોહનસીંહજીએ મને ઠાકોરનું ખુન કરવા કહ્યું તે પરથી હું તથા હીરીયો ને નારણો ત્રણે જણ ખાટલો ઉચકી જંગલમાં લઇ ગયા અને મારવા તૈયારી કરતા હતા પણ દયા આવવાથી છોડી મુકયો.

**ગંગાપ્રસાદ**—( હંટર મારે છે ) ગદ્ધા, છોડી મુકયો ? કહે કે મારી નાખ્યો.

**રામલો**—(ઓમારા બાપરે...રવે છે) મેં માર્યા નથી સાહેબ

**ગંગાપ્રસાદ**—લુચ્ચા કહે કે માર્યો છે...હું તને છોડી મુકાવીશ (બીજા બે તરફ જોઇને) કેમ, તમે પણ માર્યો નહી હોય?

**હીરીયો નારણો**—ના બાપુ ના

**ગંગાપ્રસાદ**—(સીપાઇને) ઇસ્કુ કોટડીમાં લે જા કે સમજાવ (સીપાઇ કોટડીમાં લઇજઇ મારે છે બાદ કબુલ કરવા સમજાવે છે)

**ગંગાપ્રસાદ**—(રામલાને) કેમ. ખુન કર્યું કે નહિ?

**રામલો**—છોડી મુકતા હતા પણ છેવટે મારી નાખ્યા છે

ઉપર પ્રમાણે લખાવું છું તે ખરૂં છે મેં નાસા કરેલો નથી તેમ પોલીસની બીકથી કબુલ કર્યું નથી.

**ગંગાપ્રસાદ**—સહી કર.

(સહી કરે છે) રામલા કુબેર સહી. દ. પોતે.

**હીરીઓ નારણો**—ભાઇ, આપણે કહીજ દેજો કે ઠાકોરને મારી નાંખ્યો છે નહિ તો આપણાં ચામડાં કાઢશે.

**ગંગાપ્રસાદ**—ચલાવ. હીરીઆ તું લખાવ.

**હીરીઓ**—મારૂં નામ હીરીઓ મારા બાપનું નામ મકનો રહેવાસી ઠગપરીનો મારી ઉમર આસરે અઠાવીસ મ્હારો ધંધો ખેતીનો તે મહેરબાન ચીફ કોન્સટેબલ સાહેબની રૂબરૂ પુછવાથી લખાવુંછું કે રાજા મોહનસીંહજીએ ઠાકોરને ઉંઘતો ઉચકી જઇ જંગલમાં લઇ જઇ મારી નાખવા કહેલું તેથી હમે ત્રણે ઉચકી લઇ જંગલમાં ઠાકોરને મારી નાંખ્યો છે.

ઉપર પ્રમાણે મેં મારી રાજી ખુશીથી તથા બીન કેફથી લખાવ્યું છે હીરીઆ મકના સહી દ. પોતે

**નારણો**—મારૂં નામ નારણો મારા બાપનું નામ મથુરો રહેવાસી ઠગપરીનો મ્હારી ઉમર ૪૮ વરસના મ્હારી જાત ભીલ મહા

રો ધંધો ખેતીનો તે મહેરબાન ચીફ કાન્સટેબલ સાહેબની રૂબરૂ પુછવાથી લખાવુંછું કે રાજા મોહનસીંહજીના કહેવાથી હમે ઠાકોરને જંગલમાં ઉચકી ગયા અને છોડી.....

**સીપાઇ**—( ધપો મારી હંટરથી મારેછે ) સાલા, છોડી મુકતા હતા ! આ દયાવાનના બેટા દેખોને. ( મારેછે )

**નારણો**—છોડી નહિ મુક્તાં મારી નાખ્યો છે અને આંખો કાઢી લાવેલા તે રાજાને આપતા હતા તે વખતે અમને પકડ્યા આ રજુ કરૂંછું તે આંખો તેજ છે. એ સીવાય કંઇ જાણતો નથી આ વખતે મેં નીશો કરેલો નથી મારૂં મગજ ઠેકાણે છે.

નારણા મકના સહી. દ. પોતે.

**ગંગાપ્રસાદ**—ચાલો, જુઓ, ફરીજતા નહિ હો. (જાયછે)

## પ્રવેશ ૧૭ મો.

### સ્થળ-રેસીડન્ટની કચેરી.

**રેસીડન્ટ**—ગો ઓન ( ચલાવ )

**ચી. હરીલાલ**—ગંગાપ્રસાદ ચીફ કોન્સટેબલકુ બુલાવ

**સીપાઇ**—ગંગાપ્રસાદ હાજર હે (૨) ( આવેછે )

**હરીલાલ**—બોલો." પરમેશ્વર માથે રાખી સાચુ કહીસ."

**ગંગાપ્રસાદ**—પરમેશ્વર માથે રાખી સાચુ કહીસ

**હરીલાલ**—

સવાલ. તમારૂં નામ

જ. મારૂં નામ ગંગાપ્રસાદ

સ. બાપનું નામ

જ. હીમતલાલ

સ. ઉમ્મર

જ..આશરે ૩૦ વરસની

સ. ધર્મ

જ. મારો ધર્મ હીંદુ

સ. ધંધો

જ. મારો ધંધો નોકરીનો

**હરીલાલ**--ફરિયાદીનો વકીલ સવાલ પુછે.

**કનક**--આમ જુઓ, તમે આ કામમાં શું જાણોછો ?

**ગંગાપ્રસાદ**--કોરટમાં કેદી તરીકે ઉભા કરેલા રાજા મોહનસીંહે ઠાકોરનું ખુન કર્યાની તપાસ કરતાં માલુમ પડયું કે સદરહુ તહોમતદારે ખુન કરેલુંછે તે ઉપરથી મારી ઓફીસના ગુન્હા રજીસ્ટર નંબર ૧૫૧માં નાંખ્યો અને હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૩૦૭ મુજબ વગર વારંટે પકડયો બાદ આજ રોજ મુદત હોવાથી કોરટમાં લાવી રજુ કર્યા છે.

**સવાલ**--સદરહુ તહોમતદાર નંબર ૧. ઠાકોરનું ખુન કર્યાની તમારી ખાત્રી હશે ?

**જવાબ**--મારી ખાત્રી પ્રમાણે ખુન એમનાથીજ થયું એમ કહુંછું કારણ જે લોકો એમના કહેવાથી મારવા લઇ ગયેલા તે કબુલ કરેછે.

**સવાલ**--તે લોકો કયા ?

**જવાબ**--કોરટમાં રજુછે તે તહોમતદાર નંબર ૨-૩-૪ મારી નાંખીને આવ્યાછે અને રાજાએ આંખો કહાડી લાવવા કહેલું તેથી આંખો કહાડી લાવ્યા છે તે કોરટમાં મુદ્દા માલ સાથે રજુ કરે.

લી છે તેથી ખુન કર્યું તે મારી ખાત્રીથી કહી શકું છું.

(વકીલ બેસી જાયછે)

**હમીચંદ**—(ઠાકોર જે રાજાના બેરીસ્ટર તરીકે ઉભો છે તે) માણુસની આંખો બીજા કોઇ જાનવરની આંખો સાથે મળતી આવે એવું જાણોછો ?

**ગંગાપ્રસાદ**—વખતે મૃગની આંખો મળતી આવે એમ મારૂં ધારવું છે.

**સવાલ**—આ જે આંખો કોરટમાં રજુ છે તે તેવીજ છે કે !

**જવાબ**—વખતે તેવીએ હોય.

**હમીચંદ**—સાહેબ લખો કે તેવીએ હોય.

**કનક**—(હાથ ઠોકી) માય લોર્ડ "વખતે" શબ્દ ઉમેરવો જોઇએ.

**રેસીડન્ટ**—સાયલન્ટ (ચુપ રહો)

**હરીલાલ**—કેમ મીસ્તર હમીચંદ, કંઇ પુછવું છે !

**હમીચંદ**—નાજી. (બેસી જાયછે.)

ઉલટ તપાસ.

**કનક**—માણુસ અને મૃગની આંખો લાવી ભેગી કરી તમને આપે તો તમે ઓળખી જુદી કરી શકશો કે ?

**ગંગાપ્રસાદ**—નાજી બરાબર ઓળખી શકું નહિ.

**સવાલ**—પણ, આ આંખો તો માણુસની છે એમ તમે કહોછો?

**જવાબ**—હું ખાત્રીથી કહી શકતો નથી કે માણુસની છે.

**સવાલ**—ગમે તે એક કહો ?

**જવાબ**—માણુસના જેવી લાગેછે.

**હરીલાલ**—કેમ પુછવું છે !

(બેસી જાયછે.)

કનક—નાજી.

ચીટનીસ—મી. હમીચંદ આપના અસીલની ફરી જુબાની લેવાની છે: બચાવમાં પુછવું હોય તો પુછો.

(ઉભો થાયછે).

હુમીચંદ—જી સાહેબ.

ચીટનીસ—નામ બોલો.

જ. મોહનસીંહ.

સ. બાપનું નામ

જ. ઉમેદસીંહ.

સ. ધર્મ

જ. હીંદુ

સ. ઉમ્મર

જ. આસરે ૪૫ વરસની

સ. ધંધો

જ. રાજકીય.

હુમીચંદ—સ. કેમ તમે ખુન કરવા આ ત્રણ માણસોને મોકલ્યા હતા કે ?

જ. હા.

સ. આંખો કાઢી લાવવાનું કહ્યું હતું ?

જ. હા.

હુમીચંદ—(માથું ધુણાવીને) હવે કંઇ ઇલાજ રહ્યો નહિ.

ચીટનસ—મી. હમીચંદ પુછવું છે કે ?

હુમીચંદ—વાર આંખો કાડી લાવ્યા તે માણસની નો નહિ હોય ?

રાજા—નાજી, થોડી ઘણી માણસને મળતી આવતી હતી પણ

નક્કી કહી શકતો નથી કે માણસનીજ છે.

**ચીટનીસ**--એ કબુલ કરેછે પછી શું પુછવાનું છે.

**હુમીચંદ**--નથી સાહેબ. (બેસી જાયછે)

**રેસીડન્ટ**—કેમ રાજાજી તમે ગુન્હો કર્યો છે?

**રાજા**--હા સાહેબ. કર્યો તો ખરો?

**ચીટનીસ**—સીપાઇ દુર લે જાઓ.

**ચીટનીસ**--નંબર. ૨-૩-૪ ના ગુનેગાર રામલો, હીરીઓ, અને નારણો.

**કનક**--સાહેબ, એમની જુબાની આ કેસમાં સામેલ છે તો ફરી લેવાની જરૂર લાગતી નથી.

**ચીટનીસ**--સાહેબની રૂબરૂ કનફેસન કરવું પડે માટે બોલાવા દો.

**કનક**—ભલે પુછો.

**ચીટનીસ**--કેમ અલ્યા તમે ઠાકોરનું ખુન કર્યું છે?

**ત્રણે**--ના સાહેબ, અમેતો માર્યા નથી. દયા આવવાથી છુટો મુકી દીધો હતો પણ પોલીસના મારથી હમે કબુલ થયા કે માર્યો છે; આંખો પણ મૃગને મારી કહાડીને લાવ્યા હતા હવે તમારે કરવું હોય તે કરો.

**ચીટનીસ**—તમામ કેસ લખી લઇ રેસીડન્ટ પાસે જજમેન્ટ માટે મુકે છે.

**રેસીડન્ટ**--(જુરી તરફ જોઇને) આ કેસમાં તમારા અભીપ્રાયની જરૂર પડે તેમછે માટે તમારો અભીપ્રાય શોછે?

**જુરી**--ભલે સાહેબ. (ઉઠી અંદર જાયછે.)

**કનક**—વીરા જસરાય અરેરે! જુરરોનો અભીપ્રાય માગ્યો તો જુરરો તો ગુન્હેગાર નહિ ઠરાવે કારણ મારાઓએ ના કહી છે.

**જસરાય**—ગભરાઓ નહિ, ઇશ્વર સૌ સારાં વાનાં કરશે.

**હુમીચંદ**—( ઠાકોર  આગળ ચાલી ) હા પ્રભુ, તારી ગતી ન્યારી છે. ધન્ય છે તેને વ્હાલી કનક, તું જાતેજ વકીલ થઇ અને તારા હૈયાના હારની સામે લઢેછે. વળી મારા સામું તો હું દુશ્મનનો બેરીસ્ટર છું તેથી કરડી નજરે જુએછે પણ કમળનયની, કોમળાંગીની, વ્હાલી શશિવદની, તું જ્યારે એમ જાણીસ કે આ બેરીસ્ટર તારો સદાનો બેરીસ્ટર છે, ત્યારે તારા આનંદની અવધી થશે. કેમ વારૂ હા? એમાં શું કહેવું ( આ પેલા જુરરો આવ્યા જેઉ શો અભીપ્રાય આપેછે )

**હુમીચંદ**—( ઠાકોર ) જસરાયને બોલાવી કહેછે કે કેમ આ તમારો મીત્ર હોય કે? જસરાય કંઈ બોલવા જાયછે વારા ચુપ રહે ( જો પેલા જુરરો આવેછે ચાલને શું કહે છે. લે હાલ તો સલામ કરી હાથ મેળવી પોતાની જગાએ બેસી જાયછે. )

**કનક**—બંધુ જસરાય, બેરીસ્ટર સાથે શું એટલી બધી ખુશાલીની વાત કરતા હતા અને વળી હશી હાથ મેળવ્યો.

**જસરાય**—તે પણ બ્હેન ટુંક મુદતમાં જણાશે

**જુરરો**—મહેરબાન, હમારા મત પ્રમાણે ચારેમાંનો કોઈ ગુનેગાર નથી.

**રેસીડન્ટ**—વેલ ( કહી લખેછે ) બાદ જજમેન્ટ વાંચેછે.

Camp Comalmare.

Crown Vs.

The Court summed up all evidences as follows to enable the Jury to give proper verdicts.

Whether an attempt to commit the murder of Thakor

a man of a noble family, employed in the Raja's service was made, and if made, whether by accused No. 1 or by all, and whether the attempt was complete to commit an offence.

Whether the eyes produce before the Court were that of a man or of an animal.

Wnether the deceased was on bad terms with the accused, and what was the motive of the accused to cause death.

Whether this was direct evidence in the case as to the order by accused No. 1 or as to death by other accused except the confession of accused No. 1 and who even confessed to the order made by him.

Through the accused confessed the murder and it was likely to be believed in saying of the Chief-Coustable that it was done by the accused No. 2, 3, 4 by the order of the accused No. 1; the Court, taking into consideration the verdict of the jury (not guilty) as wall as in the absence of the direct evidence, orders as followes.

The aforesaid accused No. 1, 2, 3 and 4 are discharged and acquitted under the Section 289 of the Indian Criminal Procedure Code.

Resident.

રેસીડન્ટ—( ચીટનીસને ) ટેઈક એન્ડ રીડઈટ

હરીલાલ—( વાંચેછે )

મુકામ—કોમલમેર

## સરકાર વિરૂદ્ધ.

સદરહુ ચાલતા કેસનો કોરટ નીચે પ્રમાણે ઠરાવ કરે છે. નંબર. ૨-૩ અને ૪ ના ગુનેગારો, રામલો, હીરીઓ, અને નારણાની વીરૂધ ચીફકોન્સટેબલ મી. ગંગાપ્રસાદે લખાવેલુ છે કે ઉપરના ત્રણે ગુનેગારોએ સદરહુ ઠાકોરનું ખુન કરેલું છે એવી ખાત્રી છેજ અને આંખો કાઢી લાવેલા તે પણ રજુ કરી છે.

રાજા મોહનસીંહજીએ પોતેજ લખાવેલુ છે કે-મેં મારવા માટે સદર ત્રણ સખસોને મોકલ્યા હતા અને કહેલું કે જંગલમાં લઇ જઇ કોઇ ન જાણે તેમ મારી નાખો.

સદરહુ નંબર. ૨-૩ ને ૪ ના ગુનેગારોને કનફેસન વખતે પુછતાં જણાવે છે કે, તેઓ રાજાના હુકમને અનુસરી જંગલમાં મારવા લઇ ગયેલા ખરા, પણ દયા આવવાથી છોડી મુકયો છે અને રાજાને ખાત્રી થવા માટે મૃગને મારી આંખો કાઢી લાવ્યા હતા તે આ કોરટમાં રજુ કરેલી છે તેજ છે. તેઓએ ખાસ પોલીસનો માર નહિ સહન થવાથી, અને મારમાંથી બચવા માટે ચીફ કોન્સટેબલની રૂબરૂ લખાવેલું છે. ઠાકોરનું ખુન કરેલું આ બાબત જુરીને પુછતાં તેમના મતમાં ગુનેગાર ઠરતા નથી. તેમ કોરટની પણ ખાત્રી થાય છે કે સદર સખસોએ ગુન્હો કરેલો નથી.

નંબર ૧ ના ગુનેગાર માંડવગઢના રાજા મોહનસીંહ પોતાની જુબાનીમાં લખાવે છે કે સદરહુ ઠાકોરને મારવા માટે કોરટમાં રજુ છે તે ત્રણે સખસોને મોકલેલા. તહોમતદારના વકીલે આંખોની ખાત્રી કરવા સવાલ પુછેલા તો પોતે જણાવે છે કે ઘણે ભાગે રજુ કરેલી આંખો માણસના જેવી લાગેછે તેથી કોરટને કારણ મળી શકેછે કે ખુન થએલું હોવું જોઇએ. પણ નંબર. ૨-૩ ને ૪ ના ગુનેગારો-

એ કનફેસનમાં લખાવેલું છે કે તેઓએ ખુન કરેલું નથી પણ પોલીસના મારથી કબુલ કરેલું છે.

આ હકીકત ધ્યાનમાં રાખી કોરટે જુરીને પુછ્યું. તો જુરી જણાવે છે કે ચારે તહોમતદાર પૈકી કોઇ પણ ગુનેગાર ઠરતો નથી.

આ ઉપરથી કોરટ રહેમીયત રાખી નંબર. ૧-૨-૩ ને ૪ના ગુનેગારને હીંદુસ્તાનના ક્રીમલ પ્રોસીજર કોડની કલમ ૨૮૯ મુજબ છોડી મુકે છે

( સીપાઈ તરફ )—છુટા કરો.

( સીપાઇ છુટા કરે છે. )

**હમીચંદ**—મહેરબાન સાહેબ, જેને માટે આ કેસ ઉભો થયો છે, આપ નામદારને આટલી તસ્દી લેવી પડી છે, અને પોતાનાપર વેર દર્ષ્ટીથી મારવા બનતા પ્રયત્ન કરનારપર અપકારને બદલે ઉપકાર કરનાર, સારે ભાગ્યે બચનાર ઠાકોર આજ.

( કહી ઝભો કાઢી નાંખે છે )

**કનકકુંવર**—અહો મારા હૈયાના હાર, આ શું ? (ભેટે છે.) આનંદની અવધી )

**હમીચંદ**—વ્હાલી, શરમાય છે શામાટે ? તારો પ્રેમ કોરટનો ગુનેગાર. વિયોગ રૂપી કાળાપાણીની સજાને જે પાત્ર થએલો તે આ કેસરૂપી મહારાજા તખ્તનસીન થવાથી ખુશાલીમાં છુટો કરવામાં આવ્યો છે અને આનંદસાગરમાં શરમનાં મોજાંમાં અથડાતો ખુશાલી નાવમાં બેશી ભેટ કીનારે આવવા લાંબી મુદતથી નીકળેલો છે તે આજે પ્રેમસાગર પાર ઉતર્યો તો ખુશીથી પ્રેમવારિ પી.

**મોહનસીહ**—(ઠાકોરસે) આપે મારો જાન બચાવ્યો, જેને માટે હું તમારો ઘણોજ આભારી છું. વળી આ બાળા, સાબાશ છે તારી

કીમત ને અક્કલને કે તું ઓળખતેછે છતાં કોરટમાં વકીલ તરીકે આવી ઉભી પોતાની ઉમેદ બર લાવવા બનતી કોસેશ કરવા ચૂકી નથી.

( રેસીડન્ટ ઉઠી ચાલ્યો જાય છે. )

**ઠાકોર**—રાજન, એતો મેં મારી ફરજ બજાવી છે.

**કનક**—પીતાતુલ્ય રાજાધીરાજ, ક્ષત્રીપુત્રી પોતાના પતીને માટે એતો શું ? પણ જાન આપે તે પણ થોડુંજ છે.

**મોહનસીંહ**—ઠાકોર, આપ હવે માંડવગઢ ચાલો અને જે બાળાને માટે મારે કેદી થવું પડયું, કનકકુંવરને વકીલ થવાની જરૂર પડી, આજરાયજીને ખરચના બોજામાં ઉતરવું પડયું અને જે તમારા જીવની હાની થવાનું કારણ છે તેજ બાળા હું તમને લગ્નમાં આપુંછું તો તે સ્વીકારો.

**સઘળા**— ૮૧

વીજય વીજય વીજય સદા સત્યનો વીજય,
સુખી થાઓ, દુઃખ જાઓ જોડું રહો અમરરે—વીજય.
સત્યનો બેલી શ્રી ઘનસ્યામ, ભક્તવત્સલ જે ભગવાન;
કરે કામ, આવી આમ, સહાય કરે સદાયરે—વીજય.

( સર્વે જાય છે ).



# અંક ચોથો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ–માંડવગઢનો બગીચો.

**વીમળા**—સખી, આ પીટયો મદન બહુજ સતાવે છે. હવે નથી રહેવાતું, બેન, શું કરવું તે પણ સુઝતું નથી.

**સખી**—મદનઘેલી સખી, તેં શીવ પુજ્યા તો એમણે તારી લાજ રાખી; જો ઠાકોર જીવતા રહ્યા, અને વધારામાં આ કનક બેન જેવાં તારાં સદાનાં સાથી થયાં અને જસરાયજી જેવા દીયેર મળવાના, હવે શાને ચીંતા કરે છે. વાલી સખી, હવે મદનરાજને માન મુકાવાની મુદત પાસે આવે છે.

**બીજી સખી**—અલી તુંતો સમજતીજ નથી કે, મદનરાજે જુલમ કરી પ્રેમકર વધારવા માંડયો છે, પણ પ્રજારૂપી પીતાજી તો હજુ લાંબી મુદતે લગ્ન કરવા કહે છે તે.

**વીમળા**—બેન, તુંતો સાસરે જઈ પતી શેવામાં લીન રહે છે, અને પત્ર લખવાની પણ ફુરસદ નહોતી, તે ભુલી ગઇ અને ચબાવલી ચતુરાઇ દાખવે છે કેમ ?

**સખી**—શાણી સખી, હવે પરમ દીવસે તો લગ્ન થવાનું છે, મંડપ તૈયાર થયો છે, સર્વ સામગ્રી તૈયાર થઇ છે, હવે શામાટે ગભરાય છે, એતો જ્યાં સુધી પરણ્યાં નથી ત્યાં સુધી સખી, પછી પરણ્યાં એટલે તો પતી, પતીને, પતી.

**વીમળા**— ૮૨

અલી આનંદ ઉછાળા મારા અંગમાંરે,
રોતું જાય નહી કદી, સ્યામ રંગમાંરે,

**સખી**—રસીકા, રસીયાને, રંગે રમાડશોરે,
ત્યારે સખીયોને પીએરીઆં વીસારશોરે;
ભોળી ભુલવણી ભુલાવે વિલાસમાંરે,
પ્રેમ સરીતા નવરાવે, પતી હુલાસમાંરે.

**સખી**—જોયું........આ........જોયું કે!
વહાલી મારી વીકાસી, પ્રેમ આરસીરે,
પતી છોડે નહિ રાખે, હ્રદય સરસીરે.

**વીમળા**—વાલી સખીઓ, આ ચંદ્રમાને લોકો ઠંડો કહે છે, પણ પવીત્ર છતાં અદેખાઈથી ગરમ થઈ મદનરાજને લુના સપાટા લગાડી દહન કરે છે. બેહન, તું કેહેતી હતી કે બગીચામાં ફરવાથી મન શાંન્તી પામે પણ આથી તો મારૂં મન વધારે વીહ્વળ થાય છે, વ્હાલી બેન, આ વેલ વૃક્ષપતીને ચારે બાજુથી રોકી આનંદમાં છલકાતી, નમી નમી મારી મશ્કરી કરે છે, જો. અરે! હા. અહંકાર ન કર, મારો પણ વખત એવોજ આવે છે.

**સખીયો**— ૮૩
રંગીલી, રસીલી, હાંસોલી બેન,
રીઝાવશો કેમ જ્યારે રીશાસે છેલ.

**વીમળા**—ચુપરહે ચબાવલી બોલ નહિ બોલ
રીસાય નહિ માટે પહેલો લઈશ કોલ

**સખીયો**—ચીત ચોર મદનને ભીડશો કેમ બાથ
બગીચે ફરતાં કેમ ઝાલશો હાથ

**વીમળા**—જો અલી ચુટકેથી ભોગીને ભેટીસ આમ
હાથ ઝાલી પલકારે પલટાવીશ શ્યામ.

**સખીયો**—વાહ...વાહ...વાહ...વાહ.

**વીમળા**—બેનો, મશ્કરી ન કરો, બળતામાં ઘી ન હોમો; હવે થોડા દીવસમાં તમે પણ જોશો કે, આ તમારી કામાગ્નીથી બ-ળેલી સખી શાંત થવા માટે આનંદસાગરમાં કેવી ઝુલે છે.

**સખી**—વ્હાલી બેન, જોજે ઠાકોરતો બેરીષ્ટર છે પ્રેમ કોરટમાં જ્યારે વિરહ કેસ ચાલે, ત્યારે ફરિયાદી આનંદને શાંત કરી મદન ગુનેગારને છુટો મુકવા, હર્ષ સ્વાલ પુછતાં સપડાઇ ન જઉ તે ધ્યાનમાં રાખજે.

**વીમળા**—બેનો, શું તમારી સખી એટલું પણ નહિ સમજતી હોય ? બેન કીસોરી, હમે બધાં ખુશી થઇએ છીએ, પણ તું તો જાણે દુખને દરીયેજ...ડુબી. વ્હાલી, તારા પીતાજી મારા પીતાશ્રીના સેના-પતી, વળી તું એકની એક પુત્રી, બીજું કંઈ સંતાન નહિ તેથી તને મનગમતાં લાડ લડાવે છે, તોપણ તું કોઇ દીવસ હરતી માલમ પ-ડતી નથી એ શું ?

**કીશોરી**—બેન, ફરતી ફરતી છાંયડી છે. આટલા દીવસ આપના ગયા, તે વિચારો, પ્રતીવ્રતા નારીને પીતાના ઘરનું સુખ શા કામનું ? પીતાને ત્યાં રહી, મ્યાનામાં બેસી ફરવું, સારાં સારાં ભોજન કરવાં, મન માનતી જગાએ જવું, એથી તો સાસરીમાં રહી એઠું જુઠું ખાવું, પતીની સ્થીતી ગરીબ હોય તો વખતે જે મળે તેમાં સંતોષ માની પતીસેવા ઉઠાવવી, સાસુ સસરાની આમન્યા પાળવી, અને દેરાણી જે-ઠાણી હજારો મેણાં મારે તે સહન કરવું, તે હજાર દરજ્જે સારૂં છે.

**સખી**—બેન, સાસરે જશો ત્યારે પીતાને ત્યાં આવવા મા-ગશો, છાનાં રહોને પીતાના ઘરમાં ને સાસરાના ઘરમાં શો લાંબો ફેર છે ?

**કીશોરી**—અરે બેવકુફ, જરા વીચાર કર, આકાશ ને પાતા-ળમાં જેટલો ફેર છે, તેટલોજ એમાં ફેર છે. વળી સમુદ્ર ને ઝરણ,

હીમ અને અંગાર, વાઘ ને બકરી, સીંહ ને સીયાળ વેશ્યા ને સતી, ખાટકી ને સાધુ, અમૃત ને વીસ, હસ્તી નેગાડર, સોમલ ને સાકર, અને ગાય ને ગધેડામાં જેટલો ફેર છે તેટલોજ પીતાના ઘર ને સાસરાના ઘરમાં છે. અરે! જો, આ વેલ છે તે આ પાસેની ઓરડીએ નહિ ચડતાં ચંપે ચઢી છે (તે વિચાર કરી ચંપા પાસે જાય છે ત્યાં સાપ કરડવા જાય છે ને જસરાજ જે બંદોબસ્ત કરવા છુપો આવેલો તે સર્પને બંદુકથી ઠાર કરે છે. કીશોરી ગાભરી બની જસરાયને ચોંટી પડે છે)

**સખીઓ**—હાં........હાં........હાં

જસરાયને ઘણીવાર થવાથી પોતે (ચંદનસીંહ ઉર્ફે ઠાકોર) તપાસ કરવા આવે છે તે આ જોઇ જસરાયને ખેંચી લેછે બંન્ને નીરાશ થાયછે. ( જાયછે )

## પ્રવેશ ૨ જો.

### સ્થળ-લગ્નમંડપ.

**જસરાય**—અરેરે! ઇશ્વર તેં પ્યાસીને પ્રેમપ્યાલો દેખાડયો શું? વળી લઇ લીધો શું? ભાઇ ઠાકોર બે બે સ્ત્રીયો પરણ્યો, તોએ ધરાયો નહિ, અને આ સદાના દાસને અટકાવી, પ્રભુનો ગુનેગાર થયો. દુનિયામાં વધારેવાળાને વધારે લોભ હોય છે. અરે! એમ નહિ તો શું અદેખાઇ? ના ના એમ બનેજ નહિ.

**વિદુષક**—કેમ બાપુ, આપતો સૌથી પહેલાં પધાર્યા છો! હજુતો વાર છે, દક્ષણા લેવી હોયતો મોડા આવજો મોડા.

**જસરાય**—હેં, હેં ગાંડા અક્કલ ક્યાં ગુમાવી?

**વિદુષક**—જોવું હોયતો બેસો, વખત થવા આવી છે.

હાય મદનઘેલી પ્રિયા, મદનના મારથીજ મરવાની. વિરહ અ-
ગ્નિથીસુ બળવાની.

**જસરાજ—** ૮૪

શાણી ચતુરસુજાણ (૨) મુઝાશો નહિ પ્રીયા મનમાં,
રામ રસીક રંગીલી (૨) ભોળી થાને ભામાઘેલી કરૂં પ્રેમ રંગરેલી
આવી ભેટું પળ વારમાં વા'લી મારી આવી (૩)–શાણી.
પામે મૃગલી શું દુખ (૨) જુએ નહિ મૃગ મુખ દુર થાય સૌ સુખ
દુખ દરિએ ડુબે નાર પ્યારમાં, બાઇ દુખ દરિયે (૩)–શાણી.
પ્રીયા સોગન તને મારા (૨) રખે ખોટું માને દારા, તુંછે જીવન આધાર
શાણી ભુલ્યો હું સઘળું શરમમાં, વ્હાલી મારી ભુલ્યો (૩)–શાણી.

**વીદુષક**—ભુલ્યા ત્યાંથી ફરી ગણો, પણ જુઓ, રાજાજી પ-
ધારે છે. (રાજા, પ્રધાન, ઠાકોર, જસરાય, વીમળા સખીઓ વિગેરે આવેછે).

**મોહનસીંહ—**મહારાજ, આ રાજકુમારને કુમારી પાસે વર-
માળ પહેરાવો.

(પહેરાવા જાય છે).

**જસરાય**—ધીરા થાઓ, ઉતાવળ ના કરો તમે તો હાલજ તૈ-
યાર થયાં છો, પણ કનક એને લગભગ આજ બાર વરસથી એને
માટે રખડી રઝળી દુખ સહન કર્યાં છે, તો પહેલો હક એમનો છે
આશ્વાદ આપ.

**ઠાકોર—**સાબાશ બંધુ, ધન્ય છે એમજ થવું જોઇએ.

**મોહનસીંહ—**ભલે બેટા કનક, પહેલી તું પછી વિમળા હોય.
ચાલ તું વરમાળ લે.

( કનક તથા વિમળા હાર પહેરાવે છે બાદ )

**સખીઓ—** ८५

સૈયર શાણી, સાસરે તું જવાની,
સખીને છોડી બેન, પતીની થવાની--સૈયર.
મનમેલે પીઉને ઉતારી, વૃતી દાસીએ મુકીને સારી
હાવ ભાવથી બાંધજે પતી પ્યારી--સૈયર.
કરી ઉપાય સતીતણા સારા હેતે અરપી પુષ્પના પ્રેમના હારા
રતી કામતણા છે જે ધારા --સૈયર.
ગુણીયલ ગોરી કુળ પીતાનું દીપવજે
સાસુ સસરાની આજ્ઞા અનુસરજે
લઘુ ભ્રાતદીયર જસરાય ગણજે
હળીમળી રહેજે જેઠ જેઠાણી દેરાણી—સૈયર.

**જસરાય**—હાય પ્રભુ, અહિંતો આનંદ ચાલ્યાંજ કરે છે, સીંગાપુરમાં રાજમાતા પીતા દુઃખી થતાં હશે, બાર વરસ પુરાં થવા આવ્યાં હવે માત્ર પાંચજ દીવસ બાકી છે, અને જો મુઃતસર કુંવવર ઘેર નહિ જાય તો માતા પીતા દેહ ત્યાગ કરશે ચાલ જઇને કહું. અરે હું કહીશ કે તુરત એતો તૈયાર થશે, એટલે મારે પણ જવુંજ પડશે ત્યારે શું વ્હાલી કીસોરીને વીસારીજ દેવાની ? (વીચાર કરેછે)

**કનક**—વીરા, તમારાપર હજારો સંકટ આવ્યાં હશે છતાં કોઇ દીવસ આટલા દીલગીર દેખાતા નહોતા ને આજ આ ખુશાલીના દીવસે દીલગીર એ શું ? શું આ લગ્ન થયું તે તમને ના ગમ્યું ? બોલો ને. (હલાવે છે.)

**જસરાય**—પ્રતીવ્રત.... ભંગ થવાનું (સાવધાન) અરે આ શું ? કેમ બેન કનક શું કહોછો ?

**કનક**—વીરા, કોનું પતીવ્રત ભંગ થવાનું ? સાચું કહો.

**જસરાય**—બેન, કાંઇ નહિ. મારા સમ, કાંઇ નહિ. ( કહી આગળ જઇ ખુરસીપર બેસે છે ) ને ઠાકોરને ઘેર જવાની સુચના કરે છે.

**કનક**—ભાઇ કહેતો નથી, પણ બગીચામાં સેનાપતીની પુત્રી કીશોરી સાથે જે હકીકત બની હુતી તેજ હશે. હું કીશોરીને પુછીને તેની ખુશી હોયતો સેનાપતીને કહી લગ્ન કરાવું. હાલજ જઉંછું.

**ઠાકોર**—રાજન, જો આપ સાચું માનો તો કહુંછુ કે હું સીંગારપુરના લાલલસીંહ ચોહાણનો પુત્ર છું, ને આ જસરાય પુજ્ય પ્રધાનજીના પુત્ર છે. હમારે બાર વરસ દેશવટો હતો તે પુરો થયોછે.-

હવે હમને ઘર તરફ જવા રજા મળવી જોઇએ.

**મોહનસીંહ**—અરે, મારી ઘણીજ ભુલ થઇ, ચંદનસીંહજી ક્ષમા કરશો. હવે જવાનું છોડી દો, આ રાજપાટ તમારૂં છે, તે સુખેથી ભોગવો.

**ચંદન**—વડીલશ્રી, રજા મળે તો ઘણું સારૂં, મારા માતાપીતા વરસાદ માફક રાહ જોતાં હશે, માટે જવા દીયો.

**મોહનસીંહ**—ઠીક, બે ચાર રોજ પછી જજો. સીપાઇ પાંચ હજાર માણસ તૈયાર રહેજો કારણ ચંદનશીંહ સાથે જવું પડશે.

**સીપાઇ**—જેવો હુકમ. ( સર્વે જાયછે. )

## પ્રવેશ ૩ જો.

### સ્થળ-સેનાપતીની હવેલી.

**કીશોરી**—હા ! નીરંજન નીરાકાર, અનાથના બેલી, ભક્તિ વત્સલ ભગવાન, ઠાકોર જવા તૈયાર છે, તેની સાથે મારો મનમાન્યો

મોહન, પ્રેમી. પોપટ પણ જશે. અરેરે! પ્રભુ મારા મનની સઘળી મનમાંજ રહેવાની? ( મુર્છા આવવાથી પડેછે. )

**કનક**—સઘળું જુએછે. હા! આ મદનઘેલી મોહીનીની પણ એજ દશા છે. ( પાણી છાંટી ઉઠાડેછે. )

**કીશોરી**—અહો બેન, આપ ક્યાંથી? સઘળાં ગયાં ને તમે કેમ રહ્યાં?

**કનક**—વ્હાલી, ગભરાના કોઇ ગયું નથી, હમે જવાની તૈયારીમાંજ છીએ, અને તારે માટેજ ખાસ અત્રે આવી છું બોલ જસરાય........... ( કહી અચકાયછે. )

**કીશોરી**—હાં.....હાં...હાં બેન શું શું.....શું.

**કનક**—માહું લગાડશો માં. જસરાયની સાથે લગ્ન કરવું છે?

**કીશોરી**—બેન, માતાપીતાના હુકમ શીવાય કેમ થાય? પણ મેંતો એનેજ મારા મનથી પતી માન્યો છે.

**કનક**—શાણી, જો તારા પીતાજી આવેછે હું કહુંછું. (આવેછે.)

**કીશોરી**—બેન, ના........ના........ના કહેશો ના.

**કનક**—શીરછત્ર, આપને કંઇ પુછવાનું છે.

**સેનાપતી**—( હાસ્ય કરી ) હા.....બેન કહો ખુશીથી કહો.

**કનક**—આપની આ પુત્રી કીશોરી, ને જસરાય........

**સેનાપતી**—કાંઇ હરકત નહિ, કહો પછી શું?

**કનક**—જસરાય સાથે લગ્ન કરવા ઘણી ઇંતેજારી છે, તો આપ ના પાડશો નહિ, હવે વધારે રહેવાનું નથી હાલ જવાનું છે. માટે લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે તો મોં ધોવા જશો નહિ, કપાળ આગળ ધરવું જોઇએ, એ કંઈ જેવો તેવો માણસ નથી, એનો સીંગારપુરના પ્રધાનજીનો પુત્ર છે.

**સેનાપતી**—બેન, મારો વિચાર તો હતો, પણ પુત્રીની ઇ-ચ્છા હોય કે ન હોય, તો મારાથી કેમ થાય ? તેથી અચકાતો હતો, એની ખુશી હોય તો મારે ક્યાં ના છે ?

**કનક**—ત્યારે હાલ બોલાવો, ને હસ્તમેળાપ કરી આપો, હમે ત્યાં જઇ ફરી ધામધુમથી લગ્ન કરીશું.

**જસરાય**—બેન કનક, ચાલો, ચાલો, જવાની તૈયારી છે આ-પ અહિંઆં આવી બેસી રહ્યાં છો. ચાલો, ચાલો, જલ્દી ચાલો.

**કનક**—ભાઇ, આવું તો ખરી, પણ મારૂં એક રત્ન છે તે સંભાળી ઘેર લઇ જાઓ, અને આપની પાસે રાખો, ને નુકશાન ન થાય એવી કાળજી રાખો તો આવું.

**જસરાય**—બેન, હજી ખાત્રી ન થઇ ? એવું શું છે ? લાવો ક્યાં છે ? જે હોય તે ખુશાથી આપો, સંભાળનાર સેવક હાજર છે.

**કનક**—વીરા, સાક્ષીની જરૂર છે, વખતે તમો ફરી જાઓ.

**જસરાય**—બેન, સાક્ષી સૂર્ય, ચંદ્ર અને વધારામાં માગો તો આ સેનાપતી સાહેબ.

**કનક**—( કીશોરીનો હાથ જસરાયના હાથમાં આપી ) લ્યો, આ અમૂલ્ય રત્નરૂપી આ કીશોર વયની બાળા કીશોરીનું પતીવ્રત સોંપુંછું તે સંભાળજે.

**જસરાય**—હાં........હાં.....આ શું કરોછો ? તમે તો લાકડે માંકડું વળગાડ્યાજ કરોછો, મારા શીરછત્ર ચંદનકુમારની ર-જા વગર ન થાય.

**કનક**—ત્યારે શું બાળા દુઃખ દરીદ્રે રીબાય ?

**જસરાય**—પણ વડીલ આજ્ઞા લોપાય ?

**કનક**—પરમારથ કામ ખુશીથી થાય.

**જસરાય**—બેન, મને ગુનેગાર કર્યો.

**કનક**—વીરા, કાંઇ હરકત નહિ, તમારા ભ્રાતુને હું કહીશ, ચાલો, હવે વખત થયો, રાહ જોતો હશે. ( જાયછે. )

( સેનાપતીને ) હવે આપની રજા માગીએ છીએ, કારણ કે મારે જવાનો વખત થયો છે, કીશોરીની કાંઇ ચીંતા કરશો માં.

૮૬

**સેનાપતી**—સધ સીધાવજે, બેની તું આવજે,
કુળ દીપાવજે, સાસરે જઇ;
**કીશોરી**—પીતા ખુશી થઇ, જાઓ ઘર માંહી,
કહેવું ઘટે નહિ, મુને કાંઇ;
**કનક**—ઇશ મોરારી, એ ત્રીપુરારી,
લજ્જા રાખે નીરંજન નીરાકારી;
**જસરાય**—આપ પધારો, કષ્ટ નીવારો,
સૂર્ય ચંદ્ર સાક્ષી છે હમારો.

( જાયછે. )

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ-જંગલ.

**વીમળા**—સ્વામીન, પાણી હોય તો સારૂં, તૃષા ઘણી લાગી છે હવે નથી રહેવાતું,

**ચંદન**—વીરા જસરાય, આપણું લશ્કર સઘળું પાછળ રહ્યું, હવે કેમ કરવું ?

**જસરાય**—રાજાધીરાજ, સીતાની શોધ દાસજ લાવ્યો. સમુદ્ર ઉલ્લંઘવા પાળ બાંધવા, હનુમાન તૈયાર હતો. લંકા બાળી સવણનો

અહંકાર ઉતારનાર એ દાસજ હતો, તે શું લક્ષ્મણજી પડ્યા ત્યારે વિંધ્યાચળ ઉંચકી લાવવા ના કહેશે ? નહિ, નહિ, આ સદાનો દાસ તૈયાર છે. હું લાવું છું. (જાયછે.)

(આગળ જતાં સર્પડંશ થાયછે.)

**જસરાય**—અરે પ્રભુ ! વિંધ્યાચળરૂપી પાણી લેવા જતાં ભરત સર્પે ડંશ કરી ખલેલ પહોંચાડ્યું. હાય ! (કહી પડે છે. ચંદન આગળ આવી જોઇ)

**ચંદન**—વીરા શું થયું ? અરેરે !

**જસરાય**—હાય ! આજે તમારી મીત્રતાનો અંત આવ્યો. આ સર્પે ડંશ કરી જીવનદોરી તોડી.

**ચંદન**—વીરા, મને નીરાશ ન કર, ક્યાં છે ? હું પાપીને પુરો કરૂં.

**જસરાય**— ૮૭

પવીત્ર મીત્ર બંધુ મારા છેલ્લા રામ રામ,
છેલ્લા રામ રામ છેલ્લા રામ રામ. પવિત્ર.
કેમ બની નીરદય અરે પ્રભુ કરે આવું કામ,
કરે આવું કામ પ્રભુ કરે આવું કામ. પવિત્ર.

**ચંદન**—ચીંતાને ટાળજે દુઃખ વીદારજે, ભાઇ તુને પ્રણામ.

**જસરાય**—બાળા બીચારી દુખાની દુઃખદરિએ જાવું હું આમ,
આમ..........આમ ..........આમ.
રામ..............રામ..........રામ. (પડેછે.)

(વીમળા, કનક, કીશોરી વિગેરે આવી જોઈ)

**કીશોરી**—પ્રાણેશ, ફીકર છોડી દો, દુનીયામાં શું છે ? પર-

આત્માનું નામ લ્યો, આપણે એટલોજ રણસબંધ હશે, હવે મારૂં નામ છોડી દો ને નારાયણનું નામ લ્યો.

આ દાસી આપની સાથે આવેછે તેનો સંગાથ કરો.

( કહી સતી થવાને તૈયારી કરેછે. )

**કીશોરી**—કુમારશ્રી, આપ ઇન્ધન લાવો, મારા પતી મારી રાહ જોઇ ઉભા રહ્યા છે, તેની સાથે હું જલ્દીથી જાઉં. આ સંસારમાં તો તેની સાથી હતી, પણ પોતે ચાલ્યા જાયછે તો પૂર્વ જન્મે પણ તેમના સુખદુઃખની ભાગી થઉં, માટે દેર ન કરો.

**ચંદન**—હાય ! નસીબ. હું તરીને પાર ઉતરતો હતો, તો તેં મને કીનારે લાવી ડુબાવી દીધો.

**કીશોરી**— ૮૮

દયા કર દીનકર શરણુ તાહરે આવી આવારે (૨)
સતી સાહક છો જગનાયક તુજ સરણા ધારેરે
સતીયોનાં શીયળ સાચવ્યાં તેં સારંગપાણી
•અશરણ શરણ વિભુ શરણાંગત જાણુરે (૨)
ભાવ ભૂખ્યા ભગવાંન (૨) દયા જરી દીલ ધારી (૨)
કરો સ્હાય આ બાળ અરજ ઉરમાં ધારીરે
અશોક વાટીકા મ્હાંય (૨) સીતાજી વ્હારે ધાયા (૨)
દ્રૌપદીનાં પટકુળ પૂર્યા માર્યો દુર્યોધન રાયા
વિષપાન અમૃત કરી (૨) તેં મીરાંબાઇને ભવ ભરી
શલ્યારૂપ ટાળીને સ્વામી અહલ્યા ઉગારી.

( જય અંબે જય અંબે કરી પોતાના સ્વામીની ચીતામાં પડ્યા જાયછે. ( મદારી આવી રોકેછે. )

**મદારી**—શું છે બેનૂ, મને કહો તો ખરાં.

**ચંદન**—અરે ભાઇ, આ માણસ હાલ સર્પડંશ થવાથી મરણ પામ્યો છે, તેની પાછળ આ તેની સ્ત્રી સતી થાયછે. અરેરે ભાઇ, કોઇ બચાવો.

**મદારી**—બેન, તું ઉતાવળી ના થા. ત્રણ દીવસથી કરડેલો હોય તેને પણ હું ભેરવજીની કૃપાથી ઉતારી શકુછું.

**વીમળા—કનક—ચંદન**—અરેરે ! તમે ઉતારો તમને રાજી કરીશું. હાય ! હાય !

**મદારી**—( મોરલી બજાવતો )

ભેરવજી આધારો રે ઉતારૂં હું નાગ
ઉતારૂં હું નાગ (૨) ભેરવજી.
ભેરવ મારા કરી કૃપાને
મોકલ બાવન વીર તારાને
બાંધી લાવે મારી ઉતારે બાળા ઉગારે
બળતી આ વારે. ભેરવજી.

( એક બુટ્ટી ઘસેછે તેથી ઝેર ઉતરી જસરાય બેઠો થાયછે. )

**જસરાય**—વીરા, વાર થઇ ગઇ, ઉભા રહો, હાલ પાણી લાવુંછું.

**સર્વ**—ભાઇ, પાણી નથી પીવું, હવે ચાલો જલ્દી. બાર વરસમાં માત્ર એકજ દીવસ બાકી છે, માટે જલ્દી જવું જોઇએ.

( જાયછે. )

---

# પ્રવેશ ૫ મો.

## સ્થળ-જંગલ.

**૧ ચોર**—હાલ, હવે ચ્યાં જાહું?

**૨ ચોર**—જવાનું ને જવાનું ઝંખી રહ્યો સે, પણ ભણું માતાજીએ કોઇ વીહ વરહના બાંમણનો ભરખ માગ્યો સે, તેનું કંઇ ગોતી લાવ્યો?

**૧ ચોર**—આણે ટાણે ચ્યાં ગોતીએ?

**૨ ચોર**—હાંભળ, હાંભળ, ઓલ્યો કોણ હોકારા કરેછે?

**બન્ને**—ઓલી એક બાયડી ને એક સોરો આવેછે, અલ્યો આપણે હંતઇ રહો ને વખત આવે જોશું. હાલો, હાલો, (જાયછે.)

**સંકરીઓ**—માડી, તું આટલા દીથી કહેછે કે તું હારૂ હારૂ ચોરી લાવે તો તને હારૂ હારૂ ખાવાનું કરીને ખવરાવું, મેંતો બધુંએ ખાધું સે પણ ઓલ્યાં ઇંડાં નથી ખાધાં.

**દીવાળી**—મારા રોયા શું કહેછે? આપણે બાંમણને ઇંડાં શું?

**શંકરીઓ**—મોટી બા, તું મને રોયો, પીટયો, ગમે તે કહે, પણ બાંમણમાં શું છે? બામણ તો આજકાલ દારૂ પીવો, માંસ ખાવું, હોટલમાં જઈ જમવું એમાં વડાઇ માને છે. ચોરી છીનાળી તો હીસાબમાં જ નહિ. વેદ ભણવાનો પોતાનો જે ધંધો, તેને તો કોઠીમાં ઘાલી દાટો દીધો છે, મોટા મોટા આવું કરે તો આપણે ગરીબને શું? કેમ, હવે જો તું હા કહેતી હોય તો હું કોઇને લુંટી લાવું, કેમ શી મરજી?

**દીવાળી**—મુઆ જાને, મારે શું! હું તો તેમ કરી આપીશ જા, જા.

**શંકરીઓ**—જો, એ પેલા નગરશેઠની છોડી કમળા આવે-છે, માટે તું અહીં સંતાઇને બેશ, જો બોલીશ ના.

(સંતાઇ જઇને બેસેછે.)

( કમળા આવેછે, શંકરીઓ બહાર નીકળી પકડવા જાયછે. )

**કમળા**—અરે પાપી, દુર ખસ, તું મને રોક નહિ, આજે મારો સ્વામી ઘેર આવેલો છે, તેને મળતા પહેલાં મારે શીવપુજ-નની આખડી છે, તો મને જવા દે, કે જેથી હું જલ્દી જઇ મારા પતીને ભેટું.

**શંકરીઓ**—હવે જાયછે કયાં ? ઉતાર તારાં ઘરેણાં, જો જ-વું હોય તો, નહિ તો આ તરવાર દેખી છે ? તારા પ્રાણ લઇશ.

( કહી મારવા જાયછે. )

**કમળા**— ૮૯

હાક સાણી, હું ઘેરાણી, મધદરીયે ડુબાણી હે જગરાય,
લ્યો ઉગારી હે મોરારી, હું સીરનામી, નમી નમીને લાગું પાય;
બાગ, પરાગ, ખીલ્યો અનુરાગ, આ સુંદર વાટીકા સાર,
ભાવે, ભોગી ભેટો, કરવા જાતાં, પ્રગટયો આ અંગાર;-હાં
ગમાર, આવાર, તૈયાર, તલવાર રાખીને ઉભો છે ઇશ,
ધાઓરે, ધાઓરે, બાળા બચાવોરે, વ્હારે ચઢો જગદીશ.

**ચોરો**—હું સે ! હું સે ! ( કરતા આવેછે. )

**કમળા**—અરેરે ! આ પાપી મને લુંટી લે છે, સારૂં થયું જે તમે આવ્યા.

**ચોરો**—હમો આવ્યા તેતો હારૂંજ થયું સે, આવો ભરખ મળ્યો, તે વળી આ બાંમણુ માતાએ ચઢાવવાનો મળ્યો. હાલો, હા-લો, અમારી હાથે.

**કમળા**—અરેરે તમે મને ક્યાં લઇ જાઓછો ? એકના હાથમાંથી તો છુટી નહી અને પાછા તમે ક્યાંથી આવ્યા ? હાય નસીબ ! હું તો નથી આવવાની, તમે મારી નાંખો તો ભલે ! ઢ. ળી પડેછે.

**ચોરો**—કેમ અલ્યા, તારૂં નામ શું ?

**શંકરીઓ**—મારૂં નામ શંકરીઓ, ને પેલા ઝાડ તળે બેઠી છે એ મારી મા દીવાળી.

**૧ ચોર**—હાલ મારો બાપો કરૂં. ખુબ મજો આવી. આવડો આ સોરો મળ્યો ને વળી આ બૈરૂ મળ્યું, આ સોરો તો માતાને ભરખ દેસું ને આ બાયડી આપણને રોટલા કરી આપશે. લે, માતાજીએ તો મહેર કદી દીધી. હાલો હાલો.

( કમળાને ઉચકી જાયછે. )

**ચંદન**—અરેરે ? શું દુનીયા ! દુનીયા, દુનીયા ?

આવો વખત ? બ્રાહ્મણો જેવી ઉંચી જાત તે ભંગીથી પણ હલકું કૃત્ય કરેછે. શીવ, શીવ, શીવ આ ચંડાળોને પ્રભુ તું દુનીયાપરથી ઉઠાવી લે. અરે ! ધરતીપરથી ભાર ઓછો કર. એ દુષ્ટો પેલી બાળાને લઇ ગયા છે હવે કોણ જાણે શું કરશે. પેલો ચંડાળ તો માતા આગળ વધ કરવા લાયક જ હતો ઠીક છે હવે કેમ થાયછે જોઉંછું. અરે સીંગારપુરનો રસ્તો તો આંજ છે ને હજુસુધી જસરાજ વિગેરે કેમ કોઈ આવ્યું નહિ. શું હશે ? ચાલ, એમને મળીને પછી આ દુષ્ટો પેલી બીચારી બાળાને અને અધર્મી બ્રાહ્મણોને લઇ ગયા છે તે શું કરે છે તે જોવા જઇશ. ( જાયછે. )

## પ્રવેશ ૬ ઠો.

**જસરાય**—એનો કેમ થાક લાગ્યો ? એમ હોય તો અહીં સહેજ આરામ કરો પછી આગળ ચાલીશું.

**કનક**—વીમળા, ભાઇ હવે ચલાતું નથી. જરા બેસો તો ઠીક. ( બેસેછે. )

( જસરાય સુઇ જાયછે. વીમળા તથા કીશોરી સહેજ દુર સુએછે અને કનક બેસી રહેછે થોડીવારે ઝોકુ આવવાથી ઉંધમાં ખબર નહિ રહેવાથી જસરાય સાથે સુઇ જાયછે બાદ ચંદનસીંહ આવેછે)

**ચંદન**—અરે ! આ શું ? હવે દુનીયામાં મહા પ્રલય થવાનો વખત પાસે આવ્યો. ખરેખર જસરાય, આટલા દીવસ સુધી મહેનત કરી જેને તેં સાચવી, જેને તું બહેન કહેતો, જેના તરફથી તું લઢયો, જેને માટે તારે સંકટ વેઠવાં પડયાં, તેજ તારી બેન. અરે ! બેનની સાથે સુતો ? નહિ, નહિ, એતો બેન શાની ? આપડે મોઢે કહેવાનું જુદું ને કરવાનું જુદું. જેમ હાથીને દેખાડવાના દાંત પણ જુદા હોયછે ને ચાવવાના પણ જુદા હોયછે તેમજ. એતો નફીજ થયું. અરે પાપી ? મારે મોઢે શું શું કહેતો હતો ને આ શું? ખરેખર કહે છે કે—

"मधुतिष्टति जीह्वाग्रे हृदयेतु हलाहलम्"

તે આનુંજ નામ ચંદ્ર અને ઇંદ્ર સરખાએ પણ રૂષીપત્નીપર મોહ પામી રૂશીને ઠગ્યા અને અંતે શ્રાપ લઇ ઘેર ગયા, પણ શ્રાપ દેવાની મારી સતા નથી તો આ સમશેર શ્રાપ કેમ ના કરવો ? અરે ! જસરાય કદી આ કર્મ ના કરે. નહિ નહિ નારીથી કોણ નથી મળ્યું મોટા મોટા રૂશી પણ ચળ્યા હતા ને તપને માથે પાણી ફે-

રખ્યાં હતાં તો એ કોણ, એતો એજ. ચાલ એ પાપીને જગાડું, એ શું જાણશે કે ચંદનકુમાર અહીં આવેલો.

( કહી લાત મારેછે એટલે સર્વ જાગી ઉઠેછે. )

**જસરાય**—વીરા, હુકમ ફરમાવો, આપ ક્યાંથી પાછા આવ્યા? શું છે? શું છે?

**કનક**—પ્રાણેશ આ શું?

**ચંદન**—પાપીણી, ચુપ રહે? તારો એક શબ્દ મને મારા કલેજામાં કારી જખ્મ સરખો લાગેછે. ચંડાળણી, પરમેશ્વરની ભુલ થઈ કે તને વેશ્યાને ઘેર જન્મ ન આપતાં રાજકુંવરી બનાવી અને તેં તેનો સારો ઉપયોગ કરી તારાં પવિત્ર માતાપીતાનાં કુળ કાળાં કર્યાં. ધીક્કાર છે તને વ્યભીચારીણી. હાય! સ્ત્રીહત્યા લાગેછે? નહિ તો હાલજ આ તીક્ષણ તરવારથી આ વનસ્પતિને તારા લોહીથી નવરાવતો.

**કનક**—વ્હેમ ખોટા નહિ લાવો વ્હાલા

**ચંદન**—ચુપ ચંડાળણી મુકને ચાળા

**કનક**—સલુણા તમારૂં ધારવું સઘળું ખોટું છે

**ચંદન**—બસ બક નહિ તું વ્યભીચારી, નાર તને ધીક તને ધીક છે.

**કનક**—પાપી નથી તમે ભુલો પતી, શુદ્ધ સતી હું નાર

**ચંદન**—હા...આ...આ જોઇ નાર, રમે જાર

**કનક**—પતી સીવાય સઘળા જાણું ભાઇ બાપ

**ચંદન**—ધીક્ક રંડો ધીક્ક છે

મીઠું મીઠું બોલી માન મુકાવે મોટા મોટાનાં આમ;
લુચ્ચામાં લુચ્ચી નારી જાત છે નરકનું એ ધામ. ધીક તને ધીક

**કનક**—પ્રાણેશ, નજરે જોએલી વાત પણ કોઇ વખત ખોટી પડેછે તે વિચારો.

**ચંદન**—ચંડાળણી હવે તું શું વીચારાવે છે દુનીયામાં પાપનું મુળ નારી જાત છે. મોટા મોટા રૂપીયોને મોહ પમાડનાર અને તેમના અવર્ણીય તપનો ભંગ કરનાર તે નારીજાતજ. આખા જગતને પાણી કરી જનાર તે નારીજ. વળી બ્હાલામાં વિરોધ કરાવનાર પૈસાની ખુવારી કરાવનાર, દુઃખ દરીદ્ર લાવનાર, નીચ કર્મ કરાવનાર, દેખતી આંખે કુવામાં નાખનાર, કીર્તીનો નાશ કરનાર, આબરૂના કાંકરા કરનાર, પાયમાલી કરનાર, મહાનપુરૂષોનાં ચીત ભ્રમણ કરી આડે રસ્તે દોરનાર, અને છેવટ નર્કમાં નાખનાર તું નારીજ છે. અરે દુષ્ટ તને લાખો વાર ધીઃક્કાર છે દુષ્ટો હવે તમે બંને ગમે ત્યાં તમારૂં કાળું મોં લઇને જાઓ.

( કીસોરી તરફ જોઇને. ) કીસોરી તું પણ એમની સાથેજ જા.

**જસરાય**—કુમાશ્રી, તપાસ કરો તમે ભુલોછો વિચારો સાહસ કર્મ ના કરો ગંગામાં હજારો નીચલોકો નહાય છે પણ તેનાથી કંઇએ અપવીત્ર થતી નથી. સાકરનું પાણી કરશો તો પણ એ મીઠાસ છોડતી નથી, કસ્તુરીને ગમે તો ડુંગળી સાથે મુકશો તોપણ તે પોતાનીજ સુગંધ આપ્યા વગર રહેતી નથી સમુદ્રે મર્યાદ મુકી નથી, હજુ સુર્યનું ઉદય થવું પશ્ચિમમાં થયું નથી તેમજ આપના સેવક જસરાયથી કદી ખોટું કામ થયું નથી અને થવાનું પણ નથીજ.

**ચંદન**—દુષ્ટ હવે તું શું સમજાવે છે બારણામાં બોરડી રોપીએ છીએ તે આપણુનેજ નુકસાન કરે છે અને સાપને દુધ પાઇ ઉછેરીએ છીએ તો તે આપનેજ કરડે છે. તેમજ તું આ ભોળા દી·

બનાને ભુલાવી ભવો ભવનો ડંસ કરી ગયો છું. પાપી ચાલ્યો જા તારૂં મુખ વધારે જોવા હું ખુશી નથી.

**જસરાય**—વિચારો, વિચારો, સત્ય તરશે અને સાહસ કર્મને માટે પસ્તાવું પડશે. ભુર્તૃહરી વીક્રમને કાઢી કેવો પસ્તાયો. વીચારો.

**ચંદન**—ચંડાળ, જા...જા ( ત્રણે જાય છે )

( એક સરદારને ) તમામ આ રસ્તે ચાલ્યા જાઓ. હું આગળ આવુંછું. કારણ મારે અહિં સહેજ કામ છે.

( જાયછે. )

**સરદાર**—( સીપાઇઓને ) ચાલો આગળ. ( સર્વે જાયછે. )

## પ્રવેશ ૭ મો.

### સ્થળ-દેવીનું મંદીર.

**ચંદન**—હજુ કોઇ આવ્યું નથી. હમણાં આવશે, લાવ બેસું.

( બેસેછે. )

**એક ચોર**—હે મા તારો દરબાર ઉઘાડ આ જાડો જોઇ બાંમણ લાવ્યા છીએ તેનો ભોગ લે. ( કહી તરવાર મારવા જાયછે. )

**દીવાળી**—અરેરે ! મારા છૈયાને ના મારશોરે. ( કહી પકડેછે. )

**કમળા**—હાય ! આ પીટયો કોણ જાણે મને શું કરશે ?

( ચોર મારવા જાયછે ) ( દીવાળી તરવાર પકડી )

**દીવાળી**—અરે ! કોઇ દોડો, દોડો, બ્રહ્મહત્યા થાયછેરે.

**જસરાય તથા કૌતક**—( દોડી આવી અટકાવેછે ) અરે દુષ્ટો આ શું કરોછો. તમારા પાપનો બદલો લ્યો.

( કરી ઘા કરેછે ને એક ઠાર કરેછે બીજા નાસી જાયછે. )

**કમળા**—અરેરે ! ભાઇ તમે આવ્યા તો અમારો જીવ બચ્યો નહિ તો એ દુષ્ટો મારી નાખતા અને આ પવીત્ર બાળાનું એ પાપીના હાથથી મોત થાત.

**જસરાય**—ગભરાતી ના બેન, તને તારે ઘેર પહોચાડું છું.

**શંકરીઓ**—( આગળ આવી ) મા જરી ઓરી આવને એક વાત કહું.

( પાસે બોલાવી કાન આગળ મોં ધરી કાન કરડી જુદા કરી નાંખેછે, દીવાળી બુમ પાડે છે. )

**જસરાય**—અરે દુષ્ટ આ શું કર્યું ?

**શંકરીઓ**—ભાઇસાહેબ, ઠીક કર્યું છે. એ મારી માએ હું નાનો હતો ત્યારથી મને ચોરી કરતાં શીખવાડયું ને મોટો થયો તેમ વધારે ચોરી કરતાં શીખવ્યું અને જયારે હું સારો માલ લાવતો ત્યારે મને સારાં ભોજન કરી જમાડી ઉત્તેજન આપતી જો એણે મને પહેલેથી ઉત્તેજન ન આપ્યું હોત તો આ પાપીના હાથથી મારે મરવા વખત આવત નહિ માટે બરાબર સજા છે. સાહેબ આપને એ બાબત કંઇ વાંધો લેવા જરૂરતું નથી મેં જેવી જોઇએ તેવી સજા કરી છે.

**જસરાય**—ગુનેગારને સજા થઇ ગઇ, જાવ હવે તમે જતા રહો.

( જાયછે. )

**કમળા**—બેન, તમે અહિં ક્યાંથી આવ્યાં ? તમારા પતી કયાં છે ? આ કોણ છે ?

**કનક**—બેન. એક સમયે હું આ માસ સ્વામીના મીત્ર છે એમને ભાઇ કહુંછું અને અત્યારસુધી એમણે પણ મારી સાથે બેન તરીકે વરતી ખરી ક્ષત્રિવટ રાખી છે તેની સાથે વાત કરતી બેઠી

હતી એ નીંદ્રાવશ થયા હું પણ પાછળથી નીદ્રાદેવીને આધીન થઇ બેભાન થઇ પડી ને કંઇ ભાન રહ્યું નહિ ને એમની સાથેજ સુતી પછી મારા પતી આવ્યા ને જોયું તેથી અમને ધાકારી કાઢયા છે.

**કમળા**—બેન, એ વાત સાચી શી રીતે મનાય? વખતે ખોટી પણ હોય પુરૂષ નજરે જુએ તો પછી કેમ સાંખે?

**કનક**—વ્હાલી, સતીને તો એકજ પતી હોય છે તેતો તું જાણે છે એથીતો મરવું સારૂં છે. શાણી, મેં કહ્યું તે સર્વ સાચું છે:

**કમળા**—જુઓ ત્યારે? સાચું હશે તો આ દેવી મંદીરનાં દ્વાર ઉઘડતાં નથી તો તમે દેવીની સ્તુતી કરી કહો કે હું પતીવ્રતા હોઉં અને એકજ પતી સીવાય અન્ય ભાઇ બેન ગણ્યા હોય તો હે જગત જનુંની તારાં દ્વાર ઉઘાડ જે અને જો ઉઘડી જાય તો હું માનું કે તમે પ્રતીવ્રતા નારી છો.

**કનક**—બેન, જો ત્યારે લે.

**ચંદન**—હા ઠીક છે. હમણા જણાશે.

**કનક**—હે જગતજનુની, મહિશાસુર મર્દન કરનાર, હે ઇશ્વરી જો મેં અત્યારસુધી પ્રતીવ્રત પાળ્યું હોવ અને એક પતી (ચંદનસીંહ) સીવાય અન્ય ભાઇને બાપ ગણ્યા હોય તો સતીનું અભીમાન રાખવા પ્રતીવ્રતાની છાપ પડાવા સત્યને સ્હાય થઇ તારાં દ્વારઉઘાડી દેજે.

(દ્વાર ઉઘડે છે. ચંદનસીંહ દોડી આવી એકદમ કનકને ભેટવા જાયછે.)

**કનક**—અલબેલા આઘા રહો મને અડશો ના.

**ચંદન**—વ્હાલી, તે વખત ગયો અને આ ચંદન હવે ત્હારો થયો.

(જસરાયને) વીરા મ્હારો અપરાધ ક્ષમા કર.

**જસરાય**—ભાઇ કાંઇ હરકત નહિ. વ્હેમનો ઉપાય નથી. વી-

ધીના લખ્યા લેખ મીથ્યા થતા નથી. કર્તાના કરેલા ક્રમ પ્રમાણે બનેછે.

**ચંદન**—ચાલો હવે ઘર તરફ. સઘળાં રાહ જોઈ આગળ ઉભાં હશે માટે દેર ના કરો. (સર્વે જાયછે.)

---

## પ્રવેશ ૮ મો.

### સ્થળ-સીંગારપુર.

**એક ભીલ**—મહારાજ ચેતો ચેતાવું, નહિ તો પડશે પસ્તાવું;
લસ્કર મોટું આવેછે, હાથી ઘોડા તોપો છે,

**લાલસીંહ**—હાય હવે શું કરવું લઢવું કે કપટજ કરવું;
પાથરણું જોઇ ડગ ભરવું કે વણ મોતે મરવું.

**પ્રધાન**—ધીરજ રાખો શીરછત્ર, આ દાસ ઉભો છે અત્ર;
ચીંતા શાની છે સ્વામી છે સ્હાય અંતરયામી.

**ભીલ**—બાપુ, આ તો કોઈ મોટા રાજા સે કેસે કે બે તો બાઇડીયું પરણ્યોસે, ઓલી રાઠોડની લઢઇ આપણે હાંભજેલી તે ઇ જીત્યોસે. ઇની પાહે એવડા મોટા મોટા હાથી ઘોડા ને ગાડીયું ને સપઈ સે તે હું તો જોઇને ઢળી ગ્યો. અને હમાચાર કહેવા આવ્યો છું.

**લાલસીંહ**—પ્રીય પ્રધાનજી, હવે શું કરવું મારી અવસ્થા વૃદ્ધ થઇ છે. લઢવાની શક્તી નથી. અરેરે ! ચંદન પુત્ર આ વખતે હોત તો લઢવા જાય. શીવ, શીવ, ચાલ કંઈ હરકત નહિ ક્ષત્રીએ રણમાં મરવું હજાર દરજે સારૂં છે. માટે ચાલો હું આવુંછું લસ્કર તૈયાર કરી હાલ લાવો હું અહિંજ ઉભો છું તે દરમીયાન અહિં આવી પહોચશે તો જોઉછું.

**હમીરસીંહ**—રાજાધીરાજ, હું આ નાકું રોકી બેસુંછું, આપ

ભલે ઘેર જાઓ અને બીજું લશ્કર તૈયાર કરી આવો. આપ નીશ્ચીંત રહેજો કે જ્યાંસુધી આ દેહમાં પ્રાણ છે ત્યાંસુધી આપાણું લુણ હરામ નહિ થાય. શું વખત છે દુશ્મન આટલે સુધી આવી પહોંચ્યો પણ કોઇએ રોક્યો નહિ તેમ ખબર પણ ના આપી.

**લાલસીંહ**—વ્હાલા પ્રધાન કંઇ હરકત નહિ સંભાળજે...હું હાલ લશ્કર લઇ આવુંછું. ( જાયછે. )

**હમીરસીંહ**— ૯૧

આવે શત્રુ ચઢી હરનીશ આમ, નામ કરવા રાજાનું બદલામ,
લુંટી કરવા ધારેછે ભીખારી, પ્રભુ નાંખતો નથી કેમ મારી;
દુનીયા મારે સૌ પડતાને પાટુ, બાળે લંકા હનુમાન કોણ લે સાટુ,
મુજ સરખા કહેવા કદી જાય, બીન ગુન્હે બીચારા ડંડાય.
મોટા મોટા કરે જ્યાં પક્ષપાત, ગરીબોની કરવી ત્યાં શી વાત,
નાખી મોહની દીધા ફસાવી, નક્કી મારશે તમને રીબાવી;
એના ભાર તમે ગણસો ના, જાણી નારી વીરો ડરશો ના,
હાય અબળા આ અવનીપર આવે, સબળા થઈ નરને નચાવે.
મુકી ફરતા ચક્ષુ સીપાઈ ખાશ, હાથ કડી નાંખે પ્રેમ પાસ,
દાવપેચ દંડ કરી નરને, છોડી મુકે નર્કકુંડ ગમને;
એવી જાત નારીની હરામી, પડે કુવે શું અંધ થઇ કામી,
ઉઠો ઉઠો સૌ રજપુત વીરો, દુશ્મન દળનો કરો ચકચુરો.
ફાવી જાય તે કરોને વીચાર, કાઢો રાજ આપણાની બ્હાર,
ધર્મ તમારો તેતો વીચારો; હાંસે ખોળી ખોળીને સંહારો.

અરે મારા શુરવીર ક્ષેત્રીપુત્રો લઢવા તૈયાર થાઓ તમારી વજ છાતીમાં દ્રઢ ઠરાવ કરો કે મરવું તો ખેર પણ દુશ્મનને દેશમાંથી કાઢવા કાઢવા ને કાઢવાજ. બાયલા થઇ શું બેશી રેહ્યા છો

તમારા વડીલો શું કરી ગયા છે તે જુઓ. પ્રતાપ રાણો ને પૃથ્વીરાજે શું કર્યું? રણધીરો દુસ્મનોને કાપી તમારી ભુમાતાને શોભા આપો તમારી કીર્તી અમર કરો.

**નેપથ્થમાં**—સીંગારપુરની સુંદરી, સજો સોળ શણગાર;
વીરલો વેગે આવીઓ, અરપો પુષ્પના હાર.

હાં......

**પ્રધાન**—અહીં સુધી તો આવ્યા નથી જીતશે કે હારશે તે ખબર નથી ને એકદમ કહે છે કે સુંદરીઓ તમે શણગાર સજી પુષ્પના હાર લઇ પહેરાવા આવો? શું દુનીયા જાણતી નથી કે આજ ખાંડાની ધારે ચઢવાનું છે. ( તલવાર ખેંચેછે. )

**જસરાય**—વૃદ્ધ પીતાજી નીમકહલાલ નોકરી કરેછે. હજુ લઢવાને તૈયાર છે પણ કોની સાથે લઢશે? ચાલ જોઉ મને ઓળખી શકતા નથી.

**પ્રધાન**—દુષ્ટો, વાર ન કરો, ચાલો તમે પહેલા ઘા કરો પછી આ મારી તીક્ષણ સમશેર ઘણા દીવસથી પ્યાસી છે તેને તમારા રૂધીરનું પાન કરાવો.

**જસરાય**—કરો શું વગર વિચારે કામ તમે તો આ સમેરે,
જાવ ન દેશું પળમાં લેશું તમ પ્રાણ અમેરે;
લેશું પ્રાણ અમેરે જેમ રમત રમેરે. કરો શું.
( સેનાપતી તરવાર ઉગામેછે. )

હમે જાણી સૌ નીમકહલાલ આ.........પની;
અળગી કાંચળી રહે છે પણ એ સા......પની.
મોટે મોટા વિચાર. કરો શું.

**પ્રધાન**—હાં. એ મર્મનાં વચન હું સમજ્યો તું જાણે કે પુ-

ત્રનાં ડોળ કરૂં એટલે છોડી દે કેમ? મારો પુત્ર કોઇ દીવસ કુમારશ્રી ચંદનસીંહ છોડી એકલો રહેજ નહિ અને જો તું મારો પુત્રજ હોઉં તો ચંદનકુમારને મુકીને આવ્યો માટે સમશેર સ્વાધીન કરવો જોઇએ. શું મોં લઇ આવ્યો છું? આવી જા તારે માટે તો આ સમશેર જ છે. ( કહી ખેંચેછે. )

**જસરાય**— ૮૨

પીતાજી હું ક્ષમા માગું, નમી નમીને પાયે લાગુ,
જુઓ પેલો આવે રાજકુમાર, સાથે રણવાસ માટે થઇ વાર;
થયાં પુર્ણ આજે વરસો બાર, પાછા આવ્યા હુકમને અનુસાર,
શીરછત્ર શાને ગુસ્સો કરો, પીતા મુજ શીરપર કર ધરો.

**પ્રધાન**—પ્રીય પુત્ર સાબાશ.

( કહી ભેટેછે ચંદનસીંહ વિગેરે આવેછે તેને ભેટેછે. )

**લાલસીંહ**—મારો મારો કરતો ( ખુલ્લી તરવારે આવેછે. )

( પ્રધાન તરવાર ખેંચી લેછે ને કહેછે. )

**પ્રધાન**—રાજાધીરાજ, ક્ષમા કરો, ઉતાવળ ન કરો, કોને મારવા જાવછો? એ તો આપના કુમારશ્રી ચંદનસીંહજી દીગવીજય કરી આવેલા છે.

**લાલસીંહ**—કોણ પુત્ર ચંદન?

( પગે પડેછે જસરાય શીર નમાવેછે ત્યાં બંનેને છાતી સરસા ચાંપેછે. )

**ચંદન**—પીતાશ્રી,

**લાલસીંહ**—જસરાય આ બાલાઓ કોણ છે.

**જસરાય**—રાજાધીરાજ (કનકને વીમળા તરફ આંગળી કરી)

આ બંને બાળાઓનું આપણા ક્ષત્રી કુળદીપક કુમારશ્રી ચંદનસીંહ સાથે લગ્ન થયું છે.

અને આ..........................અચકાયછે.

**લાલસીંહ**—ઠીક. એ તો હું સમજ્યો કે, એણે ત્હારી સાથે. ( ચાલો હવે જલ્દી ઘેર ચાલો ) ( જાયછે. )

---

## પ્રવેશ ૯ મો.

### સ્થળ-કચેરી.

**લાલસીંહ**—પ્રીય પ્રધાનજી, હવે મારા સુખમાં કોઇપણ જાતની બાકી નથી હું હવે ચંદનકુમારને રાજ આજથી સોંપી દઉંછું અને ચોથો આશ્રમ જે વાનપ્રસ્થ શાસ્ત્રમાં કહેછે તે ધારણ કરૂંછું. ( મુગટ ચંદનને માથે મુકુંછું. )

**પ્રધાન**—રાજાધીરાજ જેવી ઇચ્છા.

**લાલસીંહ**—પ્રીયપુત્ર, રાજાનો મુખ્ય ધર્મ એ છે કે પ્રજા દુઃખી થતી હોય તો તપાસ કરી સંકટો દુર કરવાં: ઇનસાફ ગરીબ યા તવંગર હોય તેને સરખો આપવો અને વધારામાં માત્ર એટલું-જ કહેવું પડેછે કે વ્યભીચારથી વેગળા રહેવું કારણ તને પરદેશ કઢાવનાર તારા સુખનો નાશ કરનાર દુઃખ લાવનાર અને અંતે નર્કમાં નખાવનાર જે ભીલડીની સોબત તેં કરી તેજ છે માટે મારા વ્હાલા, હમેશાં પ્રજાને બેટાબેટી સમાન રાખવી સત્યતા, દયા, ધર્મ ને નીતીને કદી અંતઃકરણથી અળગાં થવા દેવાં નહિ.

( સદ્દગૃહસ્થો આ ફક્ત આપણા ક્ષત્રી કુળદીપક ચંદનકુમારને

માટે નથી. પણ સર્વને માટે છે મારા વાલા વાંચકો પર સ્ત્રી યારી રૌરૌ નર્કમાં નાંખનાર છે માટે જે જે માણસો આવું કૃત્ય કરતા હોય તેને એકદમ અટકવું જોઇએ એ તો રાજા માણસ હતો છતાં પણ એને ધીક્કારવાં જોગ હતું કારણ રાજા થઇ ભીલડીની સાથે પ્યાર કરવો વ્યાજબી નહિ નહિ ને નહિજ, તેમજ કદી ઉંચા કુળની સ્ત્રી હોય તો પણ શું ? તેમ કદી કરવુંજ નહિ. સાબાશ છે જસરાય જેવા મીત્રને કે જેણે મીત્ર ફરજ બજાવી પાપ કરતાં રોકયો એટલુંજ નહિ પણ દુનીયાપર અચળ કીર્તિ કરાવી અને લંપટલાલ જેવા દુષ્ટ, ચંડાળ, પેટભરા, રાજાને આડે રસ્તે દોરાવનાર, કુછંદમાં નાંખનાર, આગળ પાછળના સંબંધીઓનો કંઈ વીચાર નહિ કરનાર, અને નર્કનો રસ્તો પકડાવનાર હીચકારા બાયલા બાંમટાને હજારોવાર ધીક્કાર છે.

**પ્રધાન**—નાયકાઓ આ ખુશાલીના પ્રસંગે તમારૂં કાંઇ ગાયન થવા દો.

**નાયકા**—આ દાસી ફક્ત હુકમનીજ રાહ જોતી હતી.

**નાયકા**— ૯૩

આજે આનંદ થેઇ થનનનનનનન;
ઘુઘરી ઘમકે ઘુમ ઘનનનનનનન. આજે.
છુમક છુમ છુમ, છુમ છુમ છુમ છુમ (૨)
નાચો ગાવો રૂમ ઝુમ, રૂમ ઝુમ (૨)
તાનતોલખા તાલ લગાવે તનનનનનનન. આજે.
છટક છટક છન, છન છન છન છન (૨)
ઝાંઝર જાતા, ઝન ઝન ઝન ઝન (૨)
ચમક ચમક જી જાવે, ચન ચનનનનનનન. આજે.

**ચંદનસીંહ**—વડીલજી, આજથી હું આપને ~~૯૯~~ માસે સવા

સાત લાખ સોનૈયાનો દરમાયો ઘેરબેઠા આપીશ તે ખાઓ અને આપની જગોએ આપનો પુત્ર જે આ જગોને લાયકજ છે તેને હું નીમુંછું.

**પ્રધાન**—કુમારશ્રી, જેવી આપની ઈચ્છા.

**ચંદનસીંહ**—જસરાય હવેથી બરાબર કાગ ચલાવજો.

**જસરાય**—રાજન, આપની આજ્ઞા છે તો આ દાસ તૈયાર છે.

**ચંદન**—આ, નાયકાને ઇનામ અપાવો તથા આ બ્રાહ્મણોને તથા ભાટોને બક્ષીસ આપી વીદાય કરો.

**જસરાય**—ભાટ, બ્રાહ્મણ વિગેરેને આપી વિદાય કરેછે.

**સર્વ પાત્રો**— ૯૪

ભવાબ્ધી તારક, કામ વીડારક, મોરલીધર મોરાર,
સદગુણ તાવી સાર કહાડે ધન્ય તુને કીરતાર;
સાં.....તિ...દા...તા...કાપો...ભ્રાંતી.
સુખ શાતા ગુણ જ્ઞાતા, યશ દાતા, ત્રીભુવન ત્રાતા;
નમુ નમુ સુખરાસી, અવીનાસી હાં.....ભવાબ્ધી.
અલ્પ મતીથી ગ્રંથ રચ્યો તે, પુર્ણ કરાવ્યો તેં કીરતાર,
હે...સુરે.....ષ મહે.....ષ કાપી.....કલેષ.
દયાકર, દીનકર, દુખ હર, સુખ કર.
રક્ષ સ્તંભ સ્વદેશ તણા હાં.......ભવાબ્ધી.



# જાહેર ખબર.

## તૈયાર! તૈયાર!! તૈયાર!!!

થોડી નકલો બાકી રહી છે.

**કીશોર-કાન્તા** નામનું મનોરંજક નવિન નાટ્ય.

આ પુસ્તક વાર્તાના રૂપમાં છે છતાં પણ કેટલેક ઠેકાણે સારાં ગાયન મુકવામાં આવ્યાં છે. આ પુસ્તક ઘણુંજ રસથી ભરપૂર છે. આ પુસ્તકની અંદર પવિત્ર પિતૃ ભક્તિનો, શુદ્ધ પ્રેમનો, ભોળાઇનાં ભુંડાં પરિણામનો, લોભ તથા સ્વાર્થ બુદ્ધિથી નિપજતાં માઠાં ફળોનો, મહાન સંકટમાં પણ શીયળ સાચવનાર પતિવ્રતાના પવિત્ર ધર્મનો, મોહાન્ધ થઇ સતીનું સતીત્વ ભંગ કરવા મથનાર પાપીના પાપના પ્રશ્ચાતાપનો અને ધર્મ થતા જયનો આબેહુબ ચિતાર દર્શાવેલો છે. સ્ત્રીયોને આ પુસ્તક ખાસ બોધદાયક થઈ પડશે. કારણ કે જે સ્ત્રીયોએ પોતાનું પતિવ્રતાપણું સાચવવાને મહા મુસીબતો વેઠી જે અશક્ય કામો કર્યાં છે તેનું વર્ણન પણ આ પુસ્તકમાં પ્રગટ કરવામાં આવ્યું છે. આ પુસ્તક વાંચેથી ખાત્રી થશે. ખરીદો! અને અનુભવ મેળવો? કિમત ફક્ત. ૦-૧૦-૦ ટપાલ ખર્ચ લેનારને શીર છે. દશ સામટી લેનાર પાસેથી ૦-૯-૦ લેવામાં આવશે. ટ. ખ. વે. ખ. લેનારને શીર છે. પાંચ સામટી લેનાર પાસેથી ટપાલ ખર્ચ વે. ખ. લેવામાં આવશે નહિ. આ પુસ્તક ગોધરામાં શા. વિઠલદાસ કુશનજીને ત્યાં મળશે.

નકલો થોડી. ત્વરા કરો. બહોળો ખપ.

# જાહેર ખબર.

પ્રિય આર્યબંધુઓ, આ જાહેર ખબર પ્રસિદ્ધિમાં મુકવામાં તમારાં અંતઃકરણ છે તેથી વધારે શુદ્ધ થઇ તમારૂં જન્મ સાર્થક ફળીભૂત થાય અને અંતે તમે ભક્તિ માર્ગ નિઃશંકપણે સ્વીકારી ઇશ ચરણને પામો એજ અમારો પૂર્ણ મનોદય છે. કોઇ પણ બાબત વિશે કુતર્ક વધારી હાનિને પાત્ર કરવાનો અમારો આશય નથી. જેથી સર્વ સૃષ્ટિ વ્યાપી રહી છે એવી તમારી હર તરેહની આશાઓ ફલદાયક નીવડે અને રાજકીય પ્રકરણાદિ અને વિશેષમાં ગૃહ સંસારાદિ કાર્યોમાં મુખ્યત્વે કરીને સ્ત્રી વર્ગને ઘણીજ ઉપયોગી થઇ પડે અને તેથી સ્ત્રી પુરૂષને સમાન લાભ મળવાનું સાધન ઇચ્છતા હો તો અમારા "**શુરવીર રાજભક્ત મોતીસીંગ**" નામનું અલ્પ પુસ્તક જેની કીંમત ફક્ત આઠ આના રાખી હતી પણ તેનો ઘણોજ બહોળો ખપ થવાથી અને આર્ય જનોને લાભ મળવા ખાતરજ ફક્ત ૭ આના કીંમત રાખી છે તે બુકના વાંચનમાંજ સમાયેલું છે એવું ખાત્રી પૂર્વક સમજવું. તો દેશ બંધુઓ, ઉંઘમાંથી જાગો અને સત્કાર્યનો લાભ લેવાની તક જવા ન દો. જેટલી જોઇએ તેટલી નકલો વી. પી. થી મોકલી આપીશું.

મંગાવનારનું નામ ઠામ સ્વચ્છ લખવાની વિનંતી કરીએ છીએ.

લી. આપના સેવકો.

મોઘે. મુકાદમ, પરીખ.

ગોધરા.

( પંચમાહાલ. )

---